# મહાત્મા મૂળદાસ

::લેખક::

રા. રા. દિવાના.

મૂલ્ય:

આઠ આના.

ભજવનાર:

નાટ્ય નવજીવન સમાજ.

# મહાત્મા મૂળદાસ

(ભાષણ તથા ગાયન સાથે.)



"નાટય નવજીવન સમાજ" માટે

લેખક:

રા. રા. દિવાના.

——(૦)——

પ્રકાશક:

હરિહર પુરૂષોત્તમ સેવક,

નં. ૫૩, કાન્હેલ, કાલબાદેવી રોડ, મુંબઈ.

મૂલ્ય ૮ આના.

# થોડોક ખુલાસો.

શ્રી રામે ચૌદ વરસ વનવાસ ભોગવ્યો તો પછી એ શ્રી રામના ભકત મૂળદાસની કૃતિ ચૌદ વરસ ગુપ્તવાસ ભોગવે તેમાં શું આશ્ચર્ય?

જ્યારે "કલાપીના કેકારવમાં" મ્હેં "મહાત્મા મૂળદાસ" નું કાવ્ય વાંચ્યું ત્યારે હું 'પુત્રરત્ન પુંડલીક' લખતો હતો. તેજ વખતે ત્યાર પછીના ધાર્મિક ખેલ તરીકે મને તે નાટક લખવાનો વિચાર આવ્યો. પરંતુ તે કાવ્યમાં માત્ર વિધવાના ઉદ્ધાર માટે આપેલા આત્મભોગ સિવાય બીજી કોઈ પણ વસ્તુ હતી નહીં. મારા મિત્રો અને અભ્યાસી સ્નેહીઓને પૂછતાં પણ કેકારવથી વિશેષ કંઇ બિના મળી શકી નહીં. એટલે મેં તે કાવ્યના આત્મા તરફ ધ્યાન રાખી, મ્હારા મનોરાજ્યનો મૂળદાસ ઉભો કર્યો. અને લેખનકાર્ય શરૂ કર્યું. પરંતુ જગતનો પ્રકાશ જોવા તેઓને ચૌદ વર્ષ ઉગ્ર તપશ્ચર્યા કરવી હતી એટલે બે ત્રણવાર લેખકે તેને પ્રકાશમાં લાવવાની કોશેશ કર્યા છતાં તેઓ કોઈ કોઈ કારણોથી પણ સમાધી માંજ બેસી રહ્યા તે આજે પ્રેક્ષક સમક્ષ રજુ થાય છે.

નાટક માટે આટલું જણાવ્યા પછી કંપની માટે

તો જણાવવાનું કે આ ગુજરાતી નાટક એક મરાઠી કંપની ભજવે છે એ પ્રેક્ષકો નહિં ભૂલે.

ગુજરાતી નાટક અને મહારાષ્ટ્રીય નટો—મ્હારી આ કોશિશને કોઈ સાહસ કહે તો તે આશ્ચર્યકારક તો નથીજ. પરંતુ સાહસ ખેડવા સરજાએલો જીવ સદા સાહસ માગે છે. અને એવાં સાહસો ખેડતાં મેં ઘણી વખત વિજય અને પાછા પડવાનો અનુભવ પણ મેળવ્યો છે. છતાંએ પડયે ચીલે ચાલ્યા જવાને તો મન નથી માનતું. કેમકે તેમ કરતાં—

> તીનજને ચીલે ચલે, કાયર, બેલ, કપૂત;
> યે તીન ચીલે ના ચલે, શુરા, સિંહ, સપૂત.

એ દોહરો નજર સ્હામે આવી ઉભો રહે છે. "મેદાને પડે તે જીતે કે હારે" એતો જગજુની કહેવત છે. એટલે પરિણામ માટે તો હું પણ મારા પ્રેક્ષકો જેવો નિરપેક્ષ પ્રેક્ષક છું; પરંતુ મેં કંઇક કરવા જેવુંજ નવું કર્યું છે એટલુંજ જો પ્રેક્ષકોને જણાય તો એ મ્હારાં હૃદયની ભાવનાનો વિજયજ છે. પછી ભલે તેનો ઉપભોગ કોઇ ભાગ્યશાળી કરે. મ્હારૂં કામ તો ગીતાવાક્ય પ્રમાણે

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

આ નાના નાટકને આ કરતાં કેટલો મોટો ખુલાસો જોઇએ.

દિવાનો.

# પાત્રો.

——:o:——

દેવેન્દ્રસિંહ......ઇંદ્રપુરના મહારાજા.

સુરેન્દ્રસિંહ........તેનો ભત્રિજો પુત્રને અભાવે પાટવી.

મૂળદાસ ... ...ઇન્દ્રપુરના ન્યાયાધીશ પાછળથી સંસાર ત્યાગી મહાત્મા.

સુધાકર..........તેનો પુત્ર.

હરિરામ ... ...ઇન્દ્રપુરનો વતની એક બ્રાહ્મણ,

લક્ષ્મીદાસ......એક વણીક ગૃહસ્થ. રમાનો પિતા.

ધનજીભાઈ... રમાને જોરજુલમથી પરણનાર ઘરડા વરરાજા

રમણિક ... ... રમાનો આશક.

શૌકત......... ફોજદાર.

વિગેરે વિગેરે.

શાંતિ ......... મૂળદાસની સ્ત્રી.

ઉર્મિલા ... ...હરિરામની પુત્રી ગર્ભવતી વિધવા.

પ્રમિલા ... ...સુધાકરની પ્રણયિની.

સુશીલા .... ....રમાની માતા.

રમા ... ... ...સમાજના જુલમ સામે બળવો ઉઠાવનાર છોકરી.

સમાજ સ્હામે બળવો ઉઠાવનારી
આજ લેખકની બીજી કૃતિ-

# પીરસ્વામી હુસેનાનંદ.

કે જેમાં

અસ્પૃશ્યતાનો પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે.

# મહાત્મા મૂળદાસ.



## પ્રારંભ પ્રાર્થના.

સકલ જગત તારૂં નામ,

જપે નિશદિન રાધેશ્યામ.

ઘનશ્યામ પૂરણ કામ,

તારણ તરણ સુખધામ..........સકલ

તારી ચરણરજ રામ, શલ્યાની અહલ્યા કરે;

લેતાં તારૂં નામ, પાણીપર પત્થર તરે....સકલ.

# અંક પહેલો—પ્રવેશ પહેલો.

**સ્થળ:**—ન્યાયમૂર્તિ મૂળદાસનું ઘર [દિવાનખાનું].
**પાત્રો:**—શાંતિ, શારદા અને રમા બેઠેલાં દેખાય છે.

**શારદા**—તમારા ભાઇએ પણ બહૂજ આગ્રહ કર્યો છે.

**શાંતિ**—આપણે કયાં જુદાઇ છે. પણ—

**શારદા**—એ પણ ને બણ કાંઇ નહીં ચાલે, રમુ તમારી દીકરી છે; હમારે શું ? જેવો સુધાકર તેવી આ રમુ.

(રમાને શાંતિના ખોળામાં બેસાડે છે.)

**શાંતિ**—ખરૂં બહેન પણ જ્યારથી સુધાકર ગુમ થયો છે ત્યારથી મેં હમારી નાતમાં પણ આવવું જવું મૂકી દીધું છે. હું કયાંય બહાર જતી નથી.

**શારદા**—તે હમારૂં ઘર શું બહારનું ઘર છે ? હમારે ત્યાં તો જે કરવાનું તે તમારે અને ભાઇજીએ. બોલને રમુ તું કાંઇ બાને કહેતી નથી ?

**રમા**—બા.

**શાંતિ**—બેટા. (આંખમાં ઝળઝળીયાં આવે છે. સ્વગત) આજે જો સુધાકર હોત તો તેનાં પણ લગ્નનો લ્હાવો લેતી હોત. બન્ને સાથે રમતાં, જુગલ જોડી જેવાં દેખાતાં. આહ ! પણ આજે શું ? એક સપનું.

**રમા**—કેમ બા કંઇ બોલતાં નથી ?

(લાડ કરતી શાંતિનાં મોઢાં સામે જોઇ રહે છે.)

**શાંતિ**--કહીશ. બચ્ચુ; હું તારા કાકાને કહીશ હો.
**શારદા**--નહીં તમારે પણ આવવું પડશે.
**રમા**--હા આ તમારે પણ આવવું પડશે.
**શાંતિ**--વારૂ-જોશું.
**રમા**—(લાડ કરતી) નહીં, જોશું ઓશું નહીં ચાલે.
**શારદા**—આને એક ગીત સંભળાવ તો આવશે.
**શાંતિ**--હા એ ખરૂં હો દીકરા
**રમા**—વચન આપો, તો ગીત ગાઉં.

(હાથ ખેંચી પોતાને હાથે પોતાના હાથમાં તાળી લેય છે-હસે છે અને પછી ગીત ગાય છે.)

## ગાયન.

**રમા**— જન સહુ પ્રેમે જીવે
જગની, પ્રેમ-જીવનજ્યોત.
પ્રેમ જ્યોતે જગ જળહુળે,
પ્રેમ દીપક ઘટઘટ બળે.
પ્રેમ વિણુ અંધકાર સઘળે
એ જીવન પણ મોત—

રાગી રામા પ્રેમમાં, ત્યાગી પ્રભુને પ્રેમ;
વીર વતનના પ્રેમથી, પતિપ્રેમે સતી ક્ષેમ.
માતા શિશુ પ્રેમે જીવે, જેમ સૂમ મન હેમ;
મનુષ્ય શું? જીવમાત્રનું જીવન પ્રેમજ પ્રેમ.

(ગાયન પૂરૂં થતાં શાંતિ રમાને હ્રદયમાં ચાંપી ચૂમી લેય છે-શારદા અને રમા જાય છે.)

**શાંતિ**--( રોકી રાખેલાં ઝળઝળીયાં ફરી નેત્રોમાં ઉભરાય છે.) પ્રભૂ જેનાં આપ્યાં છે તેનાં અમર રાખો.

હૃદય ટૂટી ગયું એક વાર તે સંધાય કહો કયાંથી?
ગુમાવી વાછડું ને ગાઇથી જીવાય કહો કયાંથી?
જીવન જે છે લખાયું ભાગ્યમાં તે તો જીવ્યે છૂટકો,
સુકાયો જે હૃદય આનંદ તે ઉભરાય કહો કયાંથી?

ભાગ્ય!? એ ભાગ્ય શું! માણસો કહે છે-કર્મનું ફળ. હોય! ત્યારે!? કાંઇજ નહિ-કાંઇજ નહીં. કર્મ અને અકર્મ, ધર્મ અને અધર્મ, સહુ કહેવાની વાતો છે.

મરે ભૂખે સતી વારાંગના આનંદમાં મ્હાલે,
સહૂ, લીલોતરી ચગદે પગે, કાંટે બચી ચાલે;
પ્રભૂ છે સત્યબેલી, શાસ્ત્ર કહે છે, પણ જગતમાં તો-
સુખી પાપી ફરે ને સત્યવાદી આંસુઓ ઢાળે.

**મૂળદાસ**--( છેલ્લી બે લીટી સાંભળી પાછલા કર્ટનમાંથી પ્રવેશ કરી.) પ્રભૂપર અશ્રધ્ધા-એજ પાપ. દેવી.--

**શાંતિ**--પ્રભૂ!! કયાં છે? નાથ પ્રભૂ નથી. અને જો હોય તો જેને શેતાનને નામે ઓળખવામાં આવે છે તેજ પ્રભૂ છે.

**મૂળદાસ**--દેવી.

**શાંતિ**--સ્વામી. નથી દેખાતાં સંસારનાં દસ્યો? નથી જોતા પાપીઓના દોર?

અધર્મી, ધર્મી કેરો કોળીઓ ખેંચીને ખાએ છે,
ગણે ડાહ્યો જગત'ને પાંચ માણસમાં પૂજાએ છે;
જૂઓ છો આંખથી તોપણ ન માનો તો ઉપાય જ શો?
બીજું છે શાસ્ત્રમાં, વ્યવહારમાં બીજું જ થાએ છે.

**મૂળદાસ**--એજ દૃષ્ટિની ખામી ઉપરની આંખ બંધ કરી, હૃદયની આંખ ખોલો; ચર્મ ચક્ષુ છોડી અંતર ચક્ષુથી જુઓ; ડાળાં પાંખડાંને છોડી મૂળ તપાસો.

**શાંતિ**--એટલે ! ! ?

**મૂળદાસ**--જ્યાં પ્રભૂની છે ગતિ ત્યાં આપણી કયાં ગત્ય છે,

ઝાંઝવાનું જળ ભલે દેખાય પણ કયાં સત્ય છે;
દૃષ્ટિ આ સાચી નથી બીજીએ કોઇ દૃષ્ટિ છે,
વાયુ નાં દેખાય પણ જે સત્ય છે તે સત્ય છે.
હોય મેલી ભાવના દિલમાં તો કાઢી નાખજો;
સત્યનો બેલી પ્રભૂ, શ્રધ્ધા હૃદયમાં રાખજો;

ખેડુત મોલને પાણી પાય છે, નીંદણાંને નહીં; પરંતુ નીંદણાં ધોરીયાને કાંઠે થઇ જોર જુલમથી મોલનું પાણી પી લઇ-મોલ કરતાં પણ વધારે ફાલે છે.

**શાંતિ**--એ તો મ્હારાજ સિધ્ધાંતને પુષ્ટિ આપો છો નાથ.

**મૂળદાસ**--નહીં દેવી. જ્યારે મોલ તૈયાર થાય છે અને ખેડુત વાઢ નાખે છે, ત્યારે તે દાણાના કણેકણનો આનંદપૂર્વક સંગ્રહ કરે છે. જ્યારે એ ફાલેલાં નીંદણાંને જગતના પગ તળે કચરાવા ફેંકી દેય છે. દેવી આ ફૂલતા અધર્મીને જોઇ ભૂલશો નહીં. મોલ સંગ્રહ કરતી વખતે ખરા દાણાનોજ સંગ્રહ થશે અને નીંદણાંઓ જગતના પગ તળે કચરાશે:--

પાપી ફૂલાઇને પૂછે-કયમ પાપ ફળ મળતું નથી?
કહેવું કે વાવે બીજ જેવું કે તરત ફળતું નથી;
વાવવાની છે જુદી મોસમ, જુદી લણવાતણી,
લણતી વખત વાવ્યું લસણ, ત્યાં આમ્ર નીકળતું નથી.

(કૉલ બેલનો અવાજ થાય છે. મૂળદાસનું તે તરફ ધ્યાન ખેંચાય છે. ટ્રેમાં મૂકેલા વીઝીટીંગ કાર્ડ સાથે ઓર્ડરલી બોય દાખલ થાય છે. કાર્ડ લઇ વાંચી—)

**મૂળદાસ**—દેવી; આપ અંદર પધારશો ?

(શાંતિ એક તરફથી જાય છે. ઓર્ડરલી બોય તરફ જોઇ-)

**મૂળદાસ**—ખુશીથી આવે.

(ઓર્ડરલી બોય જાય છે-થોડો વખત રહી યુવરાજ-સુરેન્દ્રને લઇ પ્રવેશ કરે છે અને મૂળદાસના ઇશારાથી તેને ખુરશી આપી-નમન કરી જાય છે.)

**મૂળદાસ**—પધારો આજે કંઇ આ ગરીબનું ઝુંપડું યાદ આવ્યું ?

**સુરેન્દ્ર**—સહેજ; કંઇ તમારા જેવુંજ કામ નીકળી આવ્યું.

**મૂળદાસ**—અહોભાગ્ય. ફરમાવો.

**સુરેન્દ્ર**—કહેવાનું તો બીજું કાંઇજ નથી પરંતુ મેં સાંભળ્યું છે કે તમારી પાસે એક કેસ છે.

**મૂળદાસ**—હશે.

**સુરેન્દ્ર**—હશે નહીં; છે. તે માટે મારે એ ભલામણ કરવાની હતી—

**મૂળદાસ**—કે ?

**સુરેન્દ્ર**—તે જાલમસિંહ તદ્દન નિર્દોષ તરીકે છુટી જવો જોઇએ.

**મૂળદાસ**—જો નિર્દોષ હોય તો—

ન્યાય કેરૂં દ્વાર એ કંઇ બાપ કેરૂં ઘર નથી,
ન્યાયની દૃષ્ટિએ કોઇ આપણું કે પર નથી;
ન્યાય દીધો છે, દઉં છું 'ને દઇશ જીવન સૂધી,
ન્યાયને નામે કરે અન્યાય, તે **આ** નર નથી.

**સુરેન્દ્ર**--તમે આ કોને જવાબ આપો છો તેનું તમને ભાન છે?

**મૂળદાસ**—હું પૂર્ણ શુદ્ધિમાં છું યુવરાજ; મને બરાબર ધ્યાન છે.

**સુરેન્દ્ર**—વિચારો કે તમે તમારા ભવિષ્યના રાજાની સ્હામે થાઓ છો.

**મૂળદાસ**—પણ **સત્યની** સ્હામે નહીં.

રાજા ભલે હો ભવિષનો પરવા જરી અંતર નથી,
સત્યની જો સ્હાય છે તો રાજપદનો ડર નથી;
જગતનો રાજા તો છે એ ચાર દીનનું ચાંદણું,
અન્યાયને પોષે જો **ઇશ્વર,** તો કહીશ **ઇશ્વર** નથી.

**સુરેન્દ્ર**—તમારો આજ હઠાગ્રહ છે?

**મૂળ દાસ**—આનું નામ હઠાગ્રહ નહીં પણ સત્યના પુજારીઓનો સત્યાગ્રહ છે.

**સુરેન્દ્ર**—હું ભવિષ્યનો રાજા હુકમ કરૂં છું, કે મારા હુકમનો અમલ કરો.

**મૂળદાસ**—હું ન્યાયનો પ્રતિનિધિ હુકમ કરૂં છું કે જો આજ કામ માટે આવ્યા હો તો જે રસ્તે આવ્યા છો તેજ રસ્તો ધરો.

**સુરેન્દ્ર**—ત્યારે જવાબ ?

**મૂળદાસ**—આપ્યો તેજ.

**સુરેન્દ્ર**—તમે તમારા સ્વાર્થને બગાડો છો.

**મૂળદાસ**--સ્વર્ગને નહીં.

**સુરેન્દ્ર**—એક શેતાનને છંછેડો છો.

**મૂળદાસ**—ભગવાનને નહીં.

**સુરેન્દ્ર**—વીચાર થશે.

**મૂળદાસ**—જોયું જશે.

**સુરેન્દ્ર**—પસ્તાવું પડશે.

**મૂળદાસ**--પાપીને.

**સુરેન્દ્ર**--વારૂ ત્યારે સલામ.

( ક્રોધમાંને ક્રોધમાં સુરેન્દ્ર ચાલ્યો જાય છે. ).

**મૂળદાસ**—(તેના તરફ જોતો, લુખ્ખું હાસ્ય કરીને.) હં....... રામ રામ.

દીઠું નથી તેં સત્ય જ્યોતિ પાપમાં ભૂલેલ છે,
તેથીજ સમજે છે કે પૈસા પાસ સઘળું સહેલ છે;
દાસ માયાનો ભૂલે તુજ રાજપદના તેજમાં,
સત્યાગ્રહીને હ્રદય, પૈસો હાથ કેરો મેલ છે.

**શાંતિ**—( પ્રવેશ કરી.) આનંદ, આનંદ, કહો આનંદના સમાચાર આપું તો મને શું આપશો ?

**મૂળદાસ**—હું પોતે-આખોજ આપનો છું. તો બીજું શું જોઇએ છે દેવી ?

**શાંતિ મુળદાસઃ**—સ્હામે જુઓ જોઇએ કોણ છે ?

**મૂળદાસ**:—કોણ!! સુધાકર!? મ્હારો છ-છ વર્ષ થયાં ગુમ થએલો પુત્ર?

( સુધાકર આવી પગમાં પડે છે. તેને છાતીએ લગાડી )
ભાઇ આવ્યો? આટલો વખત ક્યાં હતો ભાઇ?

**સુધાકર**—એ બધું હું આપને પછી કહીશ.

**મૂળદાસ**—દેવી જાઓ ભાઇ વાસ્તે કંઇ નાસ્તો લઇ આવો.

(શાંતિ ઘરના અંદરના ભાગમાં જાય છે. કોલ બેલ વાગે છે. અને તેની સાથે નોકર પ્રવેશ કરે છે. તેના તરફ જોતાં.)

**ઓ. બોય**—ફોજદાર સાહેબ આવ્યા છે, અને કોઇ જરૂરના કામસર આપને મળવા માગે છે.

**મૂળદાસ**—કોણ શૌકત? આગળ થા.

( નોકર સાથે મૂળદાસનું જવું. સુધાકર ગભરાટમાં પડે છે.)

**સુધાકર**—આવી પહોંચ્યા. શીકારી કુતરાઓ, પગલે પગલું તપાસતા; જમીનનું તળીયું સુંઘતા સુંઘતા આવી પહોંચ્યા.

(મૂળદાસ, શૌકત તથા બે સિપાહીઓ સાથે પ્રવેશ કરી.)

**મૂળદાસ**—આ રહ્યો તમારો ગુનેહગાર.

**શૌકત**—સ્વાધીન લ્યો.

( સિપાહીઓ સુધાકરને કેદ કરી બેડી પહેરાવી ચાલતા થાય છે ત્યાં બીજી તરફથી નાસ્તો લેવા ગએલી શાંતિ પ્રવેશ કરે છે અને આ બનાવ જોઇ થંભી જાય છે. હાથમાંથી નાસ્તાનો સામાન નીચે પડી જાય છે.)

**શાંતિ**--આ શી ગડબડ છે?

**મૂળદાસ**--(મોઢે કંઇ પણ જવાબ આપ્યા વીના આકાશ તરફ આંગળી કરે છે.)

**શાંતિ**--(અધીરતાથી) પણ છે શું??? વરસોથી ગુમાવેલો પુત્ર પાછો મળ્યો, તો તેને ફોજદાર પકડી લઇ ગયો. કહો-કહો તેનો ગુનોહ શો છે?

**મૂળદાસ**:--(આંખમાં ઝળઝળીયાં અને ગળગળા અવાજ સાથે) ખૂ...ન.

**શાંતિ**:—ખૂન!!!?

**મૂળદાસ**:--હા. ખૂન.

**શાંતિ**:--ઓહ!

(શાંતિ મુર્છિત થાય છે. મુળદાસ તેને પડતાં પડતાં ઝીલી લેય છે.)

**મૂળદાસ**:--આજ છે આનંદ! સુખ! જે પર જગત ફુલી ગયું?
જે ઘડીમાં હાથ આવ્યું: ઘડીમાં ઉડી ગયું.

**શાંતિ**:--(શુદ્ધિમાં આવતાં.) ફોજદાર જાણતા હતા કે તે આપણો પુત્ર છે?

**મૂળદાસ**:--નહીં.

**શાંતિ**:--તમે તેને કહ્યું?

**મૂળદાસ**:--નહીં

**શાંતિ**:--કહેવામાં અડચણ શી હતી?

**મૂળદાસ**:--ન્યાયાધીશ તરીકે મને યોગ્ય ન લાગ્યું.

**શાતિ**:--ન્યાય શું એટલો બધો પ્રિય છે કે પુત્રને ફાંસીએ ચઢાવશો?

**મૂળદાસઃ**--સતી-

સત્યના પુજારીઓને માત્ર સત્યનું જ્ઞાન છે,
મિત્ર હો કે શત્રુ હો તેનું ન તેને ભાન છે;
ન્યાય નિર્મળ જો રહે તો પુત્રની પરવા નથી,
એક નહીં, હો લાખ પુત્રો—ન્યાયપર કુરબાન છે.

**ઓ. બો**--ફોજદાર સાહેબ પાછા આવ્યા છે. અને બહૂ જરૂરનું કામ છે એમ જણાવી આપને મળવા માગે છે.

**મૂળદાસ** -(કંટાળેલો હોય તેવા સ્વરમાં) કોણ! ફોજદાર! જા-જઇને કહી દે; કે મુલાકાત થઇ શકે તેમ નથી-ઘરમાં સ્ત્રી બીમાર છે.

**શાંતિ**--(અધીરાઈથી.) કોણ ! ? ફોજદાર !!! જા-જા તેને અંદર મોકલ, હું બીમાર નથી. (નોકર જાય છે.•શાંતિ, ગૂંઠણ-મંડીએ મૂળદાસના પગમાં પડી) બચાવો-બચાવો; પ્રભૂને ખાતર મ્હારા પુત્રને બચાવો.

**મૂળદાસઃ**—ન લોભાવો, દેવી માયા, આ પામર પ્રાણીને ન લોભાવો.

( ફોજદાર શૌકતઅલીનો પ્રવેશ.)

**શાંતિઃ**—ભાઇ શૌકત.

**શૌકત**—બ્હેન.

**મૂળદાસ**--દેવી. (શાંતિનું ધ્યાન ખેંચાતાં તેને ઇશારેથી અલગ થવા જણાવવું. શૌકત તરફ ફરીને ) ફરમાવો. ફોજદાર સાહેબ શું હુકમ ફરમાવો છો ?

**શૌકતઃ**--આપ મને શરમાવો છો.

**મૂળદાસઃ**—જણાવવું હોય તે થોડામાં જણાવો. ન્યાય કચેરીનો સમય થાય છે-વખત ન ગુમાવો.

**શૌકતઃ**--આજે જે છોકરાને તમારા ઘરમાંથી પકડયો છે, તે કહે છે—

**મૂળદાસ**—શું કહે છે ?

**શૌકતઃ**—કે તમારો પુત્ર છે. જે ૭ સાત વર્ષ થયાં ગુમ થયો હતો.

**મૂળદાસઃ**—વારૂ.

**શૌકતઃ**—શું આ સાચી વાત છે ?

**મૂળદાસઃ**—હું નથી સમજી શકતો કે તે વાતને અને ગુનાહને શો સંબંધ છે.

**શૌકતઃ**--કદાચ એ વાત સાચી હોય.

**શાંતિઃ**--તો ! ! ?

(આશા ભરી નજરે શૌકત તરફ જુવે છે.)

**શૌકતઃ**—તજવીજ કરવામાં આવે કે—

**મૂળદાસઃ**—ચૂપ.

**શાંતિઃ**—(ગુંઠણુમંડીએ પડી.) નહીં, નહીં, સાવ નીર્દય ન થાવ. મારો ખોળો લુંટી મને બાવી ન બનાવો-છોડાવો-છોડાવો મારા લાલને છોડાવો.

**મૂળદાસઃ**--(સ્વગત.) પ્રભૂ-પ્રભૂ--

બળે દિલે આગ પણ મોઢે બુઝાવાની મના કરવી,
જીગર ટુકડા થતું, ને આંખ આંસુઓથી ના ભરવી;
કરીને ધા ઉપર ધા મારવા મહોડા ઉપર ડૂચા,
ધીરજની પણ કંઇ હદ છે, ધીરજ તે કયાં સૂધી ધરવી.

હૃદય રડતું ને મોંઢે હાસ્ય, ભૂમિકા આ ખોટીની-
હવે હદ થઇ, હવે હદ થઇ; પ્રભુ તારી કસોટીની.

જાવ-જાવ-દેવી કૃપા કરી અંદર જાવ; ન્યાયના કામમાં આડા ન આવો.

**શાંતિ**--અંદર જાઉં! શા માટે? કોને માટે? જો-જો એ પત્થર હૃદયના બાપ (હૃદય બતાવી) આ અંદર જો.

કયું પત્થર હૃદય જેણે એ પત્થરપર અસર શું?
છે માનું હૃદય શું તે પુરૂષ નિર્દયને ખબર શું?

**મૂળદાસ**--સત્યની વેદી એવીજ કઠોર છે માયા--

દીધો હાથેથી ફેંકી પુત્ર, ફાંસી જાળના મુખમાં,
કદી દેવી પડે તો દઉં, તને પણ કાળના મુખમાં;
છતાં જે સત્ય મેં છોડયું નથી તે સત્ય નહિં છોડું
ભલે હું પણ પડું જઈ કાળ એ વિકરાળનાં મુખમાં.
જીવન સાર્થક; જો લીધી ટેક સતની તે નીભી જાશે;
જીવ્યો છું સત્યમાં ને મોત મારૂં સત્યમાં થાશે.

જાઓ-જાઓ ફોજદાર સાહેબ જાઓ. તમારૂં કર્તવ્ય ન્યાયને તેનો ખરો રસ્તો બતાવવાનું છે. અપરાધી કોણ છે? કોનો સંબંધી છે? તે સાથે ન્યાય ને કંઇ પણ લેવા દેવા નથી. બેશક-સુધાકર મારો પુત્ર છે. પરંતુ જો તેણે અપરાધ કર્યોજ હોય તો મેં આજ દિવસ સુધી કોઇ પણ અપરાધીનો પક્ષ કર્યો નથી અને આજે પણ તેવી ભલામણ કરતો નથી. તમને પણ મારી એજ પ્રાર્થના છે કે તમે આજ દિવસ સુધી ન્યાય માર્ગે ચાલ્યા છો તો ભવિષ્યમાં પણ તેને નીભાવજો. આ સ્ત્રી પુત્રપ્રેમથી ગાંડી થઇ ગઇ છે તેના બોલો કાન ઉપર ન લાવજો.

**શૌકત**—(સ્વગત) ધન્ય છે, ધન્ય છે; સંસારી મહાત્મા તમોને ધન્ય છે:—

ઉપદેશ દેનારા બીજાને લાખ પેદા થાય છે;
પણ કસોટીમાં નીભે તે મહાત્મા કહેવાય છે.

**શાંતિ**—(ભ્રમીત અવસ્થામાં) ગયો, ગયો, હાથ તાળી આપી ચાલ્યો ગયો. આવ્યોજ કયાં હતો ? એ તો ભ્રમણા. વર્ષોની ઝંખનાએ છાયા ઉપજાવી—હાથ ફેલાવ્યો—પકડયો. છાયા કયાંથી પકડાય? ઉડી ગઇ...હંહંહં...(વીકટ હાસ્ય) અરે જાય કયાં ? સંતાયો છે. આંધળા પાડાની રમત રમતો સંતાયો છે. ઉભો રહે હમણાં શોધી કાઢું છું. સુધુ—સુધુ, હમને મોટાંને આવી રમત ન શોભે ભાઇ—કોઇ જુવે તો ગાંડામાં ગણે—એ રહયો—આ રહયો કેમ પકડી પાડયો ને?

( દોડે છે. ત્યાં ફરનીચર જોડે અથડાઇ પડે છે અને માથું ફાટી જાય છે. મૂળદાસ પાસે જઇ માથું ઉપાડે છે. ત્રણ ડચકાં—સતી —શાંતિનો—સ્વર્ગવાસ.)

**મૂળદાસ**—જાઓ ફોજદાર તમે તમારૂં કામ કરો.

( મૂળદાસ અશ્રુથી ભરેલાં નેત્રો સાથે શાંતિનાં મુખ તરફ જોઇ રહ્યા છે. શૌકત છેલ્લો સીજદો કરી ઉભો છે. ધીમે ધીમે પડદો પડે છે.)



## અંક પહેલો—પ્રવેશ બીજો.



સ્થળ:—લક્ષ્મીદાસનું ઘર.
પાત્રો:—રમા, લક્ષ્મીદાસ, ધનજી, સુશીલા,
જાનૈયા વીગેરે.

[ લગ્નના વસ્ત્રોમાં સજ થયેલી રમા ગાતી ગાતી પ્રવેશ કરેછે ]

### ગાયન.

રમા—કોઈ કહેશો કે છે દિન કયો જીવનનો?
જીવન-મરણના પ્રશ્ન સમો—
કહેશો કે છે દિન કયો જીવનનો?
જે લ્હવો ફરી જીવન સકળમાં
આવે નહીં આયુ ચંચળમાં
જો ભૂલ્યાં સુખની ધાંધલમાં
લ્હાવો લ્હાય બને એક પળમાં—એવો કોઈ.

જીવતાં મરી ફરી જનમવું, નિજઈચ્છા અનુસાર;
જ્યાં વિધિનો નહીં વાંક કંઈ, હાથ મહીં હથિયાર.

(ગાયન પુર્ણ થયા પછી) જો જો ચીફલેસીયા બેરીસ્ટરની નોટીસ જેવી સાફ સાફ નોટીસ આપી દઉં છું કે એ દિવસને જે લગ્નના દિવસ તરીકે ઓળખાવશે તેને એ પરિક્ષામાં એક પણ માર્ક મળવાનો ચાન્સ નથી. કારણ કે મ્હારી માસીના જમાઇની સાસુની દીકરીનો મત એવો છે કે લગ્નનો દિવસ

એટલે કુટુંબીઓએ રીસાવા-મનાવાનો દિવસ, લગ્નનો દિવસ એટલે સ્ત્રીઓએ છોકરાં શણગારી સારાં લુગડાં પહેરી ફુલાવાનો દિવસ, ગામનાળાને મીસ્ટાન ઉડાવાનો દિવસ, ફટાણાને નામે સ્ત્રીઓની શરમનું લિલામ કરાવાનો દિવસ-ગોર મહારાજના ખીસ્સાં ભરાવાનો દિવસ.

( એટલામાં તેનો કોલેજ ફ્રેંડ રમણીક આવેછે.)

કોણુ? રમણીક? તું હજુ જીવે છે? હું તો માનતીતી કે તેં પ્રેમનીરાશામાં સાકરનો ગાંગડો ખાઇ આપઘાત કર્યો હશે.

(રમણીક કશો જવાબ ન આપતાં ગંભીર મુખે પીઠ ફેરવી ઉભો રહે છે. રમા તેને ખભેથી પકડી ચકરી ફેરવી એનું મોઢું પોતા તરફ કરે છે. તે તો મુંગોજ રહે છે.)

કેમ! હવે તારા જીગરના થઇ ગયેલા કટકા પાછા સંધાયા કે નહીં? ચીરાઇ ગયેલા હઇયાના પાટ પાછા જોડાયા કે નહીં?........... જવાબ આપને? (દાઢી પકડી મોઢું ઉંચુ કરી) આમ એરંડીયું પીંધા જેવું મોઢું શું કરે છે?

**રમણીકઃ**—(નિશ્વાસ મૂકી) અફસોસ.

**રમા**—( તેના ચાળા પાડતી હોય તેવું રોતી સુરત જેવું મોઢું કરી) સહૃહજાર અફસોસ બલકે બેહદ-બેશુમાર અફસોસ. "દાહ લાગ્યોરે ડુંગરીએ હવે કેમ કરીયે" હજુ તારી છાતીના હાય-અફસોસના ધુમાડા ખાલી નથી થયા ( વાંસે હાથ ફેરવી બુચકારતી બુચકારતી ) કાંઇ નહિં-કાંઈ નહિં થોડા મીઠાઇના ડબુસા મારશેને એટલે એ વરાળ દબાઇ જશે-બહાર નીકળવાનો રસ્તો નહીં મળે એટલે અંદરને અંદર સમાઇ જશે.

**રમણીકઃ**—આ અફસોસ મ્હને મ્હારે માટે નહીં પણ તારે માટે છે રમા.

**રમાઃ**—અરે તારૂં ભલું થાય રે તારૂં "આ તો કાજી દુબલા કયું? તો કે સારે સહરકી ફીકર" અરરર બીચારો ચીન્તામાં ને ચીન્તામાં સુકાઇને સળી જેવો થઇ ગયો છે ને શું? કાંઇ ફીકર નહીં જોને શીયાળામાં સાલમપાક ખાજે એટલે પાછો માતેલા સાંઢ જેવો થઇ જઇશ.

**રમણીક**—ભોળી રમા હમણા તો તું મારી વાતને હસવામાં ઉડાવે છે પણ નથી જાણતી કે ત્હારા જીવન ઉલ્હાસના સૂરો–બેસૂરો મેળવાયા છે.

**રમણીક**— **ગાયન.**

વ્યર્થ સ્વપ્નાં. હાં હાં જોતી—
વડીલને રહી ભરોસે; ચતુર અબળા–હાં હાં જોતી
આંખ ઉઘડતાં હાસ્ય ઉડી જશે
સત્ય નજર પડતાં–ચતુર અબળા

**રમા**—બેસૂરા હશે તો (કાન પકડી) સાજની ખુંટી મરડી તે બેસૂરા સાજને સૂરમા મેળવશું. તું ચિન્તા કરી દુબળો ન થા. જોજે તો ખરો કે એ ઉલ્લાસનાં રસને કેરી ખુલ્લાનાં રસ જેવો મીઠો બનાવશું.

**રમણીક**—સંસારની શૂળોથી અજાણ અબળા! તું જાણે છે કે પરણવું એટલે શું?

**રમા**—હું ન જાણું તેથી શું થયું પણ ત્હારા જેવા

હવામાં બાચકા ભરનારા સાક્ષરો તો કહે છેને કે--પરણવું એટલે પ્રભુનામાં પગલાં મૂકવાં--સંસારમાં સ્વર્ગ ઉતારવું.

**રમણીક**—એ આદર્શનાં સ્વપ્નાં-વહેવારનું સત્ય નહીં.

**રમા:**--તું ન ગભરા-સત્ય ડોળ બેડોળ હશે તો કૂટીપીટી ડોળમાં લાવશું, વહેવાર વાંકાચુકા હશે તો ખેંચીતાણી સીધો બનાવશું-સ્વપ્ન જાગૃત કરતાં સારૂં હશે તો એ સ્વપ્નનો સંસાર સ્વપ્ન તોડી જગાવશું

(દૂરથી વાજાંઓનો અવાજ સંભળાય છે.)

**રમણીક**:—લ્યો વરઘોડો આવી પહોંચ્યો. હવે પરણવું એટલે પ્રભૂતામાં પગલાં મૂકવાં કે પરણવું એટલે પસ્તાવું એ તારી નજરેજ જોઇ લેજે.

( રમણીક જાય છે )

**રમા:**--એ શું બોલતો ગયો?..........કંઇ ફીકર નહીં જોયું જશે.

( રમા જાય છે ગોર દાખલ થાય છે.)

**ગોર:**--કયાં ગયાં, કયાં ગયાં, શારદા બ્હેન, ચાલો-વરઘોડો આવી પહોંચ્યો-પોખણું તૈયાર કરો.

(ગોર કટકે કટકે બોલે છે-માણસોની દોડાદોડી વિ૰ એટલામાં નાનખટાઇ વાજાંના ધુમ ધડાકા સાથે વરરાજા આવે છે. મોડ બાંધેલી શારદા વરરાજાને પોંખે છે. ગોર ધાંધલ મચાવતો પાટલા બીછાવે છે. અને વરરાજાને બેસાડી તીલક કરતો, ધાંધલ મચાવે છે.)...

સમો વરતે સાવધાન-તાંબાકુડી સાવધાન-કન્યા પધરાવો—

( એક તરફથી નાનખટાઇ વાજાનું ભેંભું

ચાલી રહ્યું છે તેમાં જાનડીઓનાં લગ્નનાં ગીત ભળે છે, તેમાં વળી ગોરની "કન્યા પધરાવો-લગ્ન સમય વીતી જાય છે વિ૦ ધાંધલની ઘુમાઘુમ ભળે છે રમાનો મામો રમાને તેડી લાવી વર પાસે પાટલાપર બેસાડે છે ગોર વરની પછેડીં લઇ છેડાછેડી બાંધવા જાય છે. ત્યાં રમા ઘુંઘટો ખોલી વરનું મોંઢું જોઇ ઉભી થઇ જાય છે. દરેક જણા એ જોઇ સ્તબ્ધ થઇ જાય છે.)

**ગોર**:--શું છે ? શું છે બ્હેન ?

**રમા**:--આંખે ન દેખાતું હોય તો તમે ચશ્મા શા માટે નથી લેતા ગોર ?

**ગોર**:—કેમ ! કેમ ! ?

**રમા**:--આ તમે શાના શ્લોકો ભણો છો ?

**ગોર**:--લગ્નના.

**રમા**:--( વરની આંખપરથી ચશ્મા ખેંચી લઇ ગોરની આંખે ચઢાવી-ગોરને વર સ્હામો કરી ) જુઓ આંખો ફાડીને જુઓ-આ ત્હમને મારા વર જેવો દેખાય છે ?

(ગોર ડાચું વકાસી રમા સ્હામે જોઇ રહે છે રમાનો પિતા રમાના કાનમાં.)

**લક્ષ્મીદાસ**:--અરે ઘેલી-આજે આપણી આખી નાતમાં એના જેવો ધનવાન--

**રમા**:--(લક્ષ્મીદાસના મોંઢા આડો હાથ દઇ.) સમજી

બધુંએ સમજી ગઇ--ત્યારે તો કોઇ બેંક કે ટંકશાળ સાથેજ મ્હારાં લગ્ન શા માટે નથી કરતા ?

**ગોરઃ**--પણ બ્હેન-

**રમા**--(આગળ બોલતો અટકાવી) પણ ને બણ શાસ્ત્રા-અસ્ત્રા થઇ એટલુંએ નથી જાણતા કે ? "અનુમાનેન કલ્પંતે પાડા અધંતિ પોદરા."

**શારદાઃ**--રમુ રમુ.

**રમા**--બા ખબરદાર જો તું વચમાં બોલી છે તો. (ગોરને) મ્હારા અસ્ત્રાય ફટજી મહારાજ-લગ્નના શ્લોક નહીં પણ દત્તકના શ્લોક ભણો દત્તકના.

(ગોર તેના તરફ વકાસી જોઇ રહે છે.)

**ગોરઃ**--દત્તકના !

**રમાઃ**--(ગોરના મગજપર હાથ મારી.) ભેજામાં ભુસ્સું છે કે નહીં ? સાંભળો "હવે મ્હારૂં પેટ ભરવું ભારી પડે છે એટલે મ્હારા પિતા મને આ બુઢ્ઢા બાપાને દત્તક આપે છે" સમજ્યા કે નહીં ?... (વરના ખોળામાં ચઢી બેસી તેની મૂછો ખેંચતાં) કેમ ખરૂં ને દાદાજી ?

**ધનજીશેઠ;**--કળજુગ. કળજુગ. હળાહળ કળજુગ.

**રમાઃ**--(ગેલ કરતી) તમારે જરાએ ડરવું નહીં દાદાજી. તમારા માંથામાં ગીલી ગીલી કરી હાથ ફેરાવીશ-બોખા મોંમાં તરત ગળે ઉતરી જાય એવો ગળ્યો ગળ્યો શીરો કરીને ખવરાવીશ-પગ ભાંગીશ અરે ભૂલી-પગચંપી બનાવીશ. હલું હલું હાં હાં કરીને હીંચોળે હીંચકાવીશ. ( બે ગાલે બે હાથે થાબડા મારતાં ) કેમ મઝા આવશેને દાદાજી !

**રમા—** **ગાયન.**

દાદા તેરી ગોદીમેં મંય ડોલી બન જાઉંગી
ડોલી બન જાઉં બાલી ભોલી બન જાઉંગી–
જો મેરે દાદાજી સાધુ બનેંગે
હાતોમેં લકડી, કંધે ઝોલી બન જાઉંગી–

**ધનજીશેઠઃ**—કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ! અલ્યા લખીયા આ તારા ઘોડાને કંઇ કહે છે કે નહીં.

**લક્ષ્મીદાસઃ**—(પડખું પકડી રમાને ખેંચી) મુંગી મર–મુંગી મર ચબાવલી તેં તો આ બધા માણસોમાં મ્હારૂં નાક કપાવ્યું.

**રમાઃ**—નાક કપાવ્યું! આવડું ગાજર જેવું નાક તો દેખાય છે અને ગળે પડો છો! (વર તરફ) કેમ ખરૂં કહું છું ને દાદાજી?

**ધનજીશેઠઃ**—કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ. અલ્યા લખીયા શું તેં આવી રીતે મ્હારા વરસનું લિલામ કરવા મને અહીં બોલાવ્યો હતો?

**રમાઃ**—પણ હવે એને શાનું પૂછો છો મને પૂછોને દાદાજી.

**ધનજીશેઠઃ**—કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ.

**લક્ષ્મીદાસઃ**—(જાનઇઆ તરફ ફરી) મોઢું વકાસીને શું ઉભા છો. પકડો એને બેસાડો પાટલે. ગોર મહારાજ તમે તમારૂં ભણતર ચલાવો.

(લક્ષ્મીદાસ રમાનો મામો વિગેરે રમાને પકડી પાટલે બેસાડે છે ગોર શ્લોક ભણવા લાગેછે.)

વાજાં વાગે છે. જાનડીઓ " અમે ઇડરિયો ગઢ જીત્યારે " ગાય છે. રમા કંઇપણ ધાંધલ વિના ક્રોધમાંને ક્રોધમાં બેસી રહે છે. હાથેવાળો મેળવાય છે. )



## અંક પહેલો—પ્રવેશ ત્રીજો.

---

સ્થળ:—હરિરામના ઘરની ડે'લી. ઓટલા ઉપર બીમારીનો ખાટલો, રહામે સેકની સઘડી.

પાત્ર—બીમારીને ખાટલે પડેલો હરિરામ અને તેના ગર્ભવતી-વીધવા પુત્રી ઉર્મિલા.

**ઉર્મિલા—** **ગાયન.**

અવની સઘળી દુ:ખમય લાગે
લ્હાય ઉઠી જીવન ઉપવનમાં
વ્યર્થ ફસી અનુરાગે.........અવની.
જીવન સિંધુના ઝેરી પવનમાં
અંતર ઉર્મિ જાગે..........અવની.

**હરિરામ—**ઉમા....ઉમા. [ ઉર્મિલા જવાબ ન આપતાં નીચુંજ મુખ રાખી પગ દબાવ્યા કરે છે] જવાબ ન મળ્યો !? [ ઉર્મિલા આંસુભર્યાં નયને હરિરામ રહામે જોઇ રહે છે. ] રોય છે !?...રો. રો. તું રોવા માટે પેદા થઇ છે માટે રો...પેટ

ભરીને રો. અભાગી છોકરી; હસવું ત્હારા ભાગ્યમાંજ નથી... રો. પણ નહીં—

> જીગરમાં છેદ પાડે પણ ન કહેવા દે–ન જોવા દે:
> શીકારીની કૃપા તો એ, રીબાવે પણ ન રોવા દે.

બંધ કર રોવું બંધકર......ગા. ગા. પેલું ગીત ગા....... કેમ!? મ્હેં કહ્યું તે ન સંભળાયું? [ઉર્મિલા આંખ્યો લુછતી અને નેત્રોદ્વારા જાણે "કયું?" એમ પૂછતી હોય તેમ મુંગીજ તેની સ્હામે જોઇ રહે છે.] શું પૂછ્યું? કયું?...પેલું. ફનામના મેળાવડામાં છોકરીઓએ ગાયું હતું તે. ઢીંગલા ઢીંગલીનું–ઢીંગલા ઢીંગલીનું. ગા.

ઉર્મિલા:—એ તો હમણાંજ ગાયુંને બાપુ!?

હરિરામ:—ફરીથી ગા. ગાતા ગાતાં થાકી જાય ત્યાં સૂધી ગા. મ્હારા જેવા હઇયાફુટાઓના કાન ફાટી જાય ત્યાં સૂધી ગા. આ હીન્દુ સમાજ–હીન્દુ સંસાર બળી જળી ખાખ થાય–તેનું નામ–નીશાન દુનિયાના પટપરથી ભૂંસાઇ–નાબુદ થાય ત્યાં સૂધી ગ.

> શબ્દ એવા નીકળે કે જાણે કાળા નાગ હો,
> ગીત નામે અક્ષરે અક્ષરે અગ્નિ દાગ હો;
> તું બળે, હું એ બળું, સંસાર સૌ સળગી ઉડે,
> તાનમાં, લયલાં, સૂરેસૂરમાં ભરેલી આગ હો.

ઉર્મિલા:—બાપુ—

હરિરામ:—ગા...હું કહું છું ને કે ગા.

ઉર્મિલા— ગાયન

ઢીંગલા ઢીંગલીને જેમ વરાવે,
વહુ વર બનાવે;
બચ્ચાં રમતાં ખોટાં પરણાવે.
મા-બાપો લગ્ન તેમ ઠરાવે,
ઓઠાં ભળાવે
લગની વિના લગન ક્યમ કહાવે ?
હાથ તો મેળાવ્યા પણ ત્યાં—
દિલનો મેળાપ ક્યાં છે ?
અગ્નિ પ્રગટાવ્યો ઘીથી—
હૃદય સ્નેહ તાપ ક્યાં છે ?
ફેરા ફોકટના છો ફેરાવે,
ટાંગા થકાવે,
દિલની ચોરી ચોરી બતલાવે......ઢીંગલા.

હરિરામઃ—ઢીંગલા ઢીંગલી...રમતમાં પરણાવે...ચોરી–દિલની ચોરી...લગની વીનાં લગન...મા-બાપો ઓઠાં ભેળાવે. ઓઠાં...ઓઠાં...ઓઠાં નહીં તો બીજું શું ?

"અષ્ટ વર્ષે ભવેત ગૌરી" ગૌરી વિવાહનું પુણ્ય લીધું,...કોણે ? (ઉર્મિલા તરફ જોઇને) મ્હેં અને ત્હારી માએ. સપ્તપદીના શ્લોકો...પતિપત્નિની પ્રતિજ્ઞાઓ...કોણ સમજ્યું ?... કોણે કરી ? પેલા ઘીથી અગ્નિ પ્રકટાવનારા બ્રાહ્મણે,...એમાં ત્હારે શું ? ખોટાં...ખોટાં...એ લગ્નજ ખોટાં. હું કબુલ કરું છું-મ્હારી બુદ્ધિ કબુલ કરે છે-મ્હારો અંતર આત્મા કહે છે

કે તું કુમારીકા છે–તું શુદ્ધ કુમારીકા છે. ત્હારાં કરેલાં લગ્ન તેજ સાચાં. આ ખોટાં, પણ સમાજ—

ઉર્મિલાઃ—બાપુ જરા શાંતિ.

હરિરામઃ—વચ્ચે ન બોલ સમાજ...એ સમાજ એટલે શું! કોઇ સમજાવતું નથી. રસ્તો બતાવા સાથે લીધેલા ભોમીયાઓ પોતેજ વાટમારૂ બન્યા છે. સ્વામીજી કહે છે– સમાજ–જ્ઞાતિ–હીંદુ ધર્મની અજીંક્ય ભીંત. પણ આજે તે અજીંક્ય કયાં છે? તેને લાગેલો લુણો સમારકામને અભાવે કાંકરીએ કાંકરીને ખોરવતો જાય છે.

વધારી સ્નેહ ઉત્પન્ન ભાવના કરવા હમારાની,
કરી સહકાર એકજ ધ્યેયવાળા સમુહ સારાની;
તદ્ધાને ગામપરથી નામ આપી જે સભા બાંધી,
રહી એ જ્ઞાતિ શબ્દે ભાવના પુરાણ વારાની.

જ્ઞાતિ એટલે સભા—સોસાયટી...સાહાય્યકારી સભા—હેલ્પીંગ સોસાયટી...સભાસદોનાં સુખ દુઃખ અને ઉન્નતિ માટે પ્રયત્ન કરનારી સંસ્થા...આજે એમાંનું શું છે? કોણ—કોનો ભાવ પૂછે છે? ડુબતાંને હાથ દેવા ઉત્પન્ન થયેલી સંસ્થા આજે પડતાંને પાટુ મારવાનું કામ કરે છે. સભાસદોના સુખ અને ઉન્નતિ માટેનાં ધારાધોરણો આજે સભાસદોનાં ગળાના ફાંસાનું કામ કરી રહ્યા છે. સેવાભાવ આજે શેઠાઇમાં બદલાયો છે.

ગઇ એ ભાવના, એ ધ્યેય ને સહકારની વાતો;
રહી છે ભાવના આજે પરસ્પર મારવી લાતોઃ
સૂખી જ્ઞાતિ બને શી રીતથી એ કંઇ નથી જોવું,
ફકત કરવી પટેલાઇ અને કરવી છે પંચાતો.

નથી ઇચ્છા સુધારાની, નથી ઇચ્છા વધારાની;
છે ઇચ્છા એજ કે પહેરાવવી છે બેડી ધારાની.

**ઉર્મિલા:**—બાપુ. બાપુ. વૈદે ઓછું બોલવાનું કહ્યું છે વધારે તબીયત બગડશે.

**હરિરામ:**—કહેવા દે. બગડવા દે.

ઉપદેશ પરને આપવો તેમાં નથી મહેનત જરી,
સંતાન હોતે વૈદને ને તેય પણ જો છોકરી;
મ્હારીજ પેઠે હોત તેની છોકરી જીવતે મરી,
તો જાણતે એ, આ હૃદયનાં દર્દની પીડા ખરી;
મુંગો થવાને બદલે કહેતે રાડ દઇને બોલજે;
એક નહીં સો જીભ બીજી ભાડે લઇને બોલજે.

હા...હું શું કહેતો હતો? હા...હા બેડી, સમાજની બેડી; હું આજે તેને તોડી નાંખીશ. (ઉમા તરફ વળી) ઉમા.

**ઉર્મિલા:**—જી.

**હરિરામ:**—તું કહેતી હતીને કે તે તને ખરાં અંતઃકરણથી ચાહે છે.

**ઉર્મિલા:**—હા.

**હરિરામ**—પોતાની ધર્મપત્નિ બનાવવા ખુશી છે?

**ઉર્મિલા:**—હા.

**હરિરામ:**—બસ તો કંઇ પરવા નથી–કંઇ પરવા નથી. વરસ દિવસે એક બે વાર નાતનું નોતરું ન આવ્યું તો કંઇ પરવા નથી. તે શિવાય આજે નાતનો બીજો સંબંધ પણ શું રહયો છે? જે નાતમાં એંસી વરસનો બુઢો પાંચમીવાર પરણી શકે છે અને બાળ વિધવા બીજીવાર નથી પરણી શકતી. જે નાત ગર્ભપાત કરનારી વિધવાને સંઘરી શકે છે પરંતુ પુનર્લગ્ન કરનારી વિધવાને નથી સંઘરી શકતી તે દંભી–આડંબરી નાતની

મને જરા પણ પરવા નથી (ડેલીની સાંકળ ઠોકાવાનો અવાજ આવે છે) ડેલીની સાંકળ કોણે ખખડાવી?

ઉર્મિલાઃ—ત્હમારા કહેવાથી મેં લખ્યું હતું; એટલે એ આવ્યા હશે.

હરિરામઃ—ખોલ. આવવા દે.

[ઉર્મિલા જઈ ડેલીની ડોકા બારી ખોલે છે.
સુરેન્દ્ર દાખલ થાયછે.]

સુરેન્દ્ર—(દાખલ થતાંજ) ઉર્મિલા તેં મને બોલાવ્યો છે?

હરિરામઃ—નહીં જુવાન. મ્હેં બોલાવ્યો છે.

સુરેન્દ્રઃ—(અવાજ પર લક્ષ ખેંચાતાં ઉર્મિલાને) એ કોણ]!

ઉર્મિલાઃ—મ્હારા પિતા.

હરિરામઃ—અહીં આવ, સાંભળ. હું ત્હારી જાત-ભાત કંઈ પુછવા માંગતો નથી. નામ કંઇક છોકરીએ કહ્યું હતું ખરૂં...શું!...જવા દે મ્હારે નામનીએ જરૂર નથી હં જવાદે જવાબ દે; પૂછું તેનો જવાબ દે. તું આ છોકરીને ચ્હાય છે?

સુરેન્દ્રઃ—મ્હારા જીવથી.

હરિરામઃ—તું જાણે છે કે એ ગર્ભવતી છે?

સુરેન્દ્રઃ—હશે.

હરિરામઃ—હશે નહીં. સાફ જવાબ આપ.

સુરેન્દ્રઃ—જાણું છું.

હરિરામઃ—તેનો ઉપાય જાણે છે?

સુરેન્દ્રઃ—આપ જે કહો તે કરવા તઈયાર છું.

હરિરામઃ—તઇયાર છો ?

સુરેન્દ્રઃ—એકથી લાખ ખરચતાંએ તઇયાર છું.

હરિરામઃ—એમાં લક્ષ્મીનું કામ નથી.

સુરેન્દ્રઃ—ત્યારે ?

હરિરામઃ—એનો ઉપાય એજ કે ત્હારે એની સાથે લગ્ન કરવાં.

સુરેન્દ્રઃ—લગ્ન !

હરિરામઃ—કેમ ? થડકયો કેમ ?

[સુરેન્દ્ર જવાબ આપ્યા વીના મુગો જ રહે છે]

ઉર્મિલાઃ—સુરેન્દ્ર; મુગો કેમ થઇ ગયો ?

સુરેન્દ્રઃ—લાચાર છું કે હું લગ્ન કરી શકતો નથી.

ઉર્મિલાઃ—ત્હારે લગ્ન કરવાં જ પડશે.

સુરેન્દ્રઃ—મ્હારાં ! અને ત્હારી સાથે લગ્ન ! !

સાંભળ્યાં છે લગ્ન કદી માંજાર ઉંદરનાં ?
છે વર્યાં ઘર બાજથી કયાંએ કબુતરનાં ?
સંબંધ તો સૃષ્ટિમાં સરખાંનો જ શોભે છે,
લગ્ન નાં શોભે ભિખારી સાથ નરવરનાં.

ઉર્મિલાઃ—તેં મને વચન આપ્યું છે.

સુરેન્દ્રઃ—એવાં વચનો તો હું દિવસમાં સેંકડો આપું છું

કઢાવી કામ લેવા, અન્યને મૂર્ખાં બનાવાની,
કરારો ને વચન તો જાળ છે ભોળા ફસાવાની;
કરારો ચીંથરાં છે, એ વચન વાજાં છે અવસરનાં,
વચન ત્યારે વચન થાએ જોહોં' શકિત પળાવાની.

ઉર્મિલાઃ—ત્હારે તે વચન પાળવુંજ પડશે. હું પળાવીશ.

સુરેન્દ્ર:--એમ ! !

ઉર્મિલા--હા.

સુરેન્દ્ર--તું શું કરીશ ?

ઉર્મિલા--ઘેર ઘેર ફરીશ અને ત્હારી બદમાશી જાહેર કરીશ

સુરેન્દ્ર—:હં......માનવાનું કોણ હતું ?

વાત કરવાથી અમીરો કોઇ દી' ડરતા નથી,
ગરીબ કેરી વાત કોઇ કાનપર ધરતા નથી;
હોય સાચો તોય ખોટો ગરીબ, જગનો ન્યાય એ,
જગત જાણે છે કે મોટાઓ ગુન્હો કરતા નથી.

ઉર્મિલા:—હરકત નહી.

કાન એ બહેરા હશે પણ આંખ તો કંઇ દેખશે !
કોણ સાચું, કોણ ખોટું, ન્યાય પત્રો આપશે.
હું નહિ પત્રો કહેશે ચરિત્ર જે આ દેવનું;
માત્ર હું પૂછીશ કે આ ચિત્ર છે કયા દેવનું !

(ઉર્મિલા તેણે લખેલા પ્રેમપત્રનું પાકીટ બતાવે છે સુરેન્દ્ર તે જોઇ વીમાસણમા પડે છે.)

સુરેન્દ્ર:—(સ્વગત) ઓ: પત્રોનું તો ધ્યાનજ ન રહ્યું; માટે સાવધ.

ઉર્મિલા:—કેમ ! હવે આપેલું વચન યાદ આવે છે ?

સુરેન્દ્ર:—હા.

ઉર્મિલા:—લગ્ન કરવા તઇયાર છે ?

સુરેન્દ્ર:—તઇયાર છું.

હરિરામ:—તો આગળ વધ.

( સુરેન્દ્ર ખાટલા પાસે જાય છે. )

હાથ કાઢ. ( સુરેન્દ્ર જાણે હાથ મેળવવા હાથ લંબાવતો હોય
તેમ હાથ લંબાવી ઉર્મિલાના હાથમાંથી
પત્રો ઝુંટી સઘડીમાં નાંખી દેય છે. )

સુરેન્દ્રઃ—લ્યો.

હરિરામઃ—બદમાશ–શેતાન–ઓ.

( હરિરામ સઘડી તરફ લપકે છે પણ પડી
હાર્ટ ફેલ થાય છે. ઉર્મિલા દીગમૂઢ જેવી
ઉભી રહે છે...સુરેન્દ્ર હસતો બહાર જતો હોય
એમ જણાય છે. સીન પુરો થાય છે. )



## અંક બીજો.—પ્રવેશ પહેલો.

---

સ્થળ—ગામ બહારનો ઝાડી કુવાવાળો
ભાગ. દુર દેખાતી એક ઝુંપડી.

પાત્રઃ—કુમાર સુરેન્દ્ર અને તેના સાથીદારો
જોધો, વીહો અને દાદુ.

સુરેન્દ્રઃ—તમે મ્હારા વિશ્વાસુ માણસો છો, તેથીજ આજે હું તમને એક ખાનગી વાત કહેવા માંગુ છું.

વીહો.—આપ પણ જોઇ શકશો કે હમે આપના વિશ્વાસને પાત્ર છઇએ.

દાદુઃ—અને તે વિશ્વાસપાત્રતા સાબીત કરવા માથાં જોશે તો તે પણ આપશું.

(સુરેન્દ્ર જોધા તરફ જુવે છે. પણ તે કંઇ ન
બોલતાં મુંગોજ રહે છે.)

સુરેન્દ્રઃ—તું કંઇ ન બોલ્યો જોધા.

જોધોઃ—

આપ શું માગો છો કહેવા, તે પ્રથમ જાણ્યા વીના,
હા મહીં હા મેળવું સમજ્યા વીના પુરી બીના;
એ નથી આદત, મુંગું રહેવું ગણ્યું તેથી ભલું,
જો ગણો વિશ્વાસુ, બુરામાં નથી મુરબ્બીના.

વીહોઃ—ડાહ્યો.

દાદુઃ—દીંધ હુધીનો ડાહ્યો.

સુરેન્દ્રઃ—આપણે સરળજ બોલીએ. હું કોણ? મહારાજનો ભતરીજો એટલે ..

વીહોઃ--કુમારને અભાવે આ રાજના પાટવી,

સુરેન્દ્રઃ--મહારાજ પછી ગાદીનો ધણી કોણ?

દાદુઃ--આપ.

સુરેન્દ્રઃ--જોધા. તું કંઇ મ્હારૂં કહેવું સમજ્યો.

જોધોઃ—કદાચ સમજ ફેર થતું હોય. એટલે જરા વધારે સરળતાથી—

સુરેન્દ્રઃ—એક ચીજ કે જેનો વહેલો--મોડો હુંજ માલેક છું. તે જરાક તેના વખતથી વહેલો મેળવું તો તેમાં કંઇ ખોટું છે ?

વીહોઃ—જરાએ નહીં; કેમ બોલ્યો નહિ દાદુ ?

દાદુઃ—ખોટું તો ખરૂં; પણ એટલું બધું નહીં ?

જોધોઃ—નહીં ! ! કેમ નહીં ?

સમયથી પહેલા જો તોડે ફળ, તો તે કડવાં મળે,
કોયલા બદલે જો અંગારા ઉપાડે; તો બળે;
એક સાથે કાલનું ખાવાનું આજે ખાવ તો--
પેટમાં થાએ અજીરણ; ખાધું પાછું નીકળે.

સુરેન્દ્રઃ—જેની હોજરી મજબુત હોય તે વધારે ખોરાકને પચાવી શકે છે; ફળ પાકવામાં મોળાસ રહી ગઇ હોય તો માલી તેને ઘાંસમાં નાખીને પણ પકાવી શકે છે.

જોધોઃ—

છતાં કુદરતનું પાકેલુ અને હાથે પકાવ્યું ઓર છે;
સ્વાદ આનો ઓર છે ને સ્વાદ તેનો ઓર છે.

તેથીજ તો ડાહ્યા માણુસો કહે છે કેઃ—

આ કહેવત ભૂલવી નહી હૃદડે બની અધીર;
ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર.

સુરેન્દ્રઃ—તમેજ વિચાર કરી કહો દોસ્તો; કે દુનિયામાં માણસ શા માટે જન્મે છે ?

જોધોઃ—મરવા માટે.

સુરેન્દ્રઃ—બેશક; પરંતુ જીવન આરામમાં પસાર કરવા માટે.

જોધોઃ—આરામ ! ! હં...આરામ !

જોધો— ગાયન.

સંસાર જેનું નામ, તે સમસાર; ત્યાં આરામ કયાં ?
રોગનું ઘર ભોગ; ત્યાં આરામ કેરૂં ધામ° કયાં ?
કયાં સદા તૃપ્તિ ? અને અતૃપ્ત તે આ જામ કયાં ?
જે ક્ષણિક આરામ, તે નારામ, તેમાં રામ કયાં ?
જોઉં હું આરામમાં કર્તવ્યભૂલા તો કહું–
છે હજુ પ્રારંભ આતો, પણ હજુ અંજામ કયાં ?

સુરેન્દ્ર;—તું ભૂલે છે જોધા; આરામ એ સ્વાધીનતાનું બીજું નામ છે; કે જે મેળવવાની દરેકને હામ છે.

વીહોઃ—સાચું કહો છો કુમાર

તે વીનાં, માનવ–પશુ એમાં ફરક શું છે ?
જો ગુલામી સ્વર્ગ તો બીજું નરક શું છે ?

સુરેન્દ્રઃ—વારૂ. હમણાં તેંજ કહ્યું ને કે માણસ મરવા માટે જન્મે છે.

જોધોઃ--જરૂર અને હજુ પણ કહું છું કેઃ–

પૂષ્પ ખરશે, મનુષ્ય મરશે, રડી **જશે** જે વાસ છે;
ઉગરવાનું કોઇ નહીં, જે નામ તેનો નાશ છે.

સુરેન્દ્રઃ--સાચું. તો પછી-

ફુલ છે ખરવાનું તે જલદી ખર્યું તો શું ગયું ?
કામ છે થાવાનું તે વહેલું કર્યું તો શું ગયું ?
તુંજ કહે છે--"જન્મ સાથે મોત છે; ટળશે નહીં
કાલ જે મરવાનું તે આજે મર્યું તો શું ગયું ?

**જોધો**:--કુમાર

છે અક્ષર એજ પણ એ અક્ષરોના ભાવ જુદા છે,
થતા આ સ્વાર્થ ને શાસ્ત્રોના અર્થો સાવ જુદા છે.
છે પાકું કાલનું ભોજન છે દાણો આજનો કાચો,
તમાશા આજના ને કાલના દેખાવ જુદા છે.
કાલમાં ને આજમાં છે પુર્વ પશ્ચિમનો ફરક,
કાલમાં છે સ્વર્ગ સુખ ને આજમાં રૌરવ નરક.

**વીહો**—ડરપોક-વાચાળ

હશે કાચો એ દાણો, તો એ કાચાને પકાવીશું.
થવાની કાલ કો' દી' આજ, તે આજે બનાવીશું.

**દાદુ**—ખરૂં છે ભાઇ વીહા—

કાલ જે જોઇ નથી, જોશું કે નહિ નિશ્ચય નથી,
કાલ એવીથી તો બુધ્ધિ કહે છે સારી આજ છે.
ત્યાગી મળતું વર્તમાને, કોણ ભાવી પર મરે,
જુઠી તમારી કાલ એ, સાચી હમારી આજ છે.

**જોધો**—તમારા અક્ષરોની જાળ નાં મ્હારા ઉપર નાખો,
છે મ્હારા ભાગ્યમાં જે, તેજ મ્હારા ભાગમાં રાખો.

રજા લઉં છું હું જોડી હાથ, જઉં થઇ ભાગીયો ઓછો
તમારાં એ ફળો મીઠાં તમે બે ભાગમાં ચાખો.

[ જોધો રામરામ કરી જાય છે.]

**વીહો**—મુરખ-ગધેડો !

**દાદુ**--ધરમનો ઢીંગલો !

**સુરેન્દ્ર**-ત્યારે તમે બે શું કહો છો ?

**વીહો**--કાન બહેરા, અંધ આંખ્યો.

**દાદુ**--હૃદય પથ્થરની સમાન.

**વીહો**—સ્વાર્થ કાને, ખુન આંખ્યે.

**દાદુ**—હૃદય પથ્થરની સમાન.

**વીહો**—તે વીનાં નહીં જોય કે નહી સાંભળે આંખ્યો કે કાન.

**દાદુ**-ત્યાં હુકમ, અહીંયા અમલ, છે ત્યાં ઇશારા, આંહી કામ.

**સુરેન્દ્ર**—શાબાશ તો એ કામ થાતાં મોઢે માગ્યું લ્યો ઇનામ.
આ રહયું શું મળશે તેની કંઇ નિશાની ફુલ-પાન.

( સુરેન્દ્ર મહોરથી ભરેલી થેલી આપે છે. ત્રણે જાય છે એટલામાં ધરતીકંપનો આંચકો લાગી જમીનમાં ખોયાણ પડે છે વીહો તે ખોયાણમાં ગુમ થાય છે. દાદુને સુરેન્દ્ર ધસી જતો બચાવી ખેંચી લેય છે. બંને જાય છે.)

## અંક બીજો—પ્રવેશ બીજો.

---

( ઉદાસ મુખ નિરાશ હૃદય સાથે ઉર્મિલા પ્રવેશેછે.)

ઉર્મિલા— ગાયન.

દિલડાંનાં દર્દો દિલડાંમહીંજ સમાવીએ,
બેદર્દીની પાસ બોલી લાજ શેં ગુમાવીએ.
કોઇની આગળ જઇ કહેતાં
દુઃખડાં નથી તે લઈ લેતાં
દુઃખતાં પર ડહામ દેતાં
ને ગાંડામાં ગણી લેતાં
ફોકટ ચોટે ચૌટે ચરચાવીએ
બેદર્દીની પાસ બોલી લાજ શેં ગુમાવીએ—

અંધકાર! અંધકાર!! ચારે તરફ અંધકાર. અભાગી ઉર્મિલા, જન્મતાંજ માતાનો પ્રાણ લીધો, હાથ પકડતાંજ સ્વામીને સ્વર્ગે પુગાડ્યો અને આજે તારાંજ દુઃખમાં પિતાનો પણ અંત આવ્યો. પાપ પગલાંની ઉમીઃ તુ એ ફુલ છે, કે જેને ખીલવાની મનાઇ છે. તું એ વૃક્ષ છે કે જેને ફળવાની મના કરાઇ છે. તું એ ધન છે, કે જે માત્ર ચોરનાજ ઉપભોગમાં આવે. ત્હારૂં જીવન માત્ર એટલુંજ ઉપયોગી છે, કે જે જીવનમાં મત્યુનો ભાસ કરાવે. માટે તઇયાર, પાપી જગતના શીકાર-તઇયાર, સામેજ કુવો છે—બે પગલાંજ ભરવાની વાર કે ત્હારૂં દુખ અને સંસાર સર્વ....

**મૂળદાસ**—(પ્રવેશ કરી કુવામાં પડતી ઉર્મિલાનો હાથ પકડી.) ખબરદાર !

**ઉર્મિલા**—(ચોંકીને) કોણ ! !

**મૂળદાસ**—મૂળદાસ.

**ઉર્મિલાઃ**—મહાત્મા મૂળદાસ ? !

**મૂળદાસઃ**—જગતનો દાસ.

**ઉર્મિલાઃ**—ન રોકો; મહાત્માજી મને ન રોકો.

જીવવું ના જીવવું એ એક સરખું છે મને,
તો પછી નિષ્કામ શાને રાખવી આ દેહને;
સત્ય છે કે પાપ સમજી, પાપ મેં કીધું નથી,
થૈ ગયું તે, થૈ ગયું એ, ના થયું જે નહિ બને.

**મૂળદાસઃ**—શાંત; બેટા શાંત, જરા શાંત થા અને સમજાવ કે શો બન્યો છે બનાવ ?

**ઉર્મિલાઃ**—

બલી માની મને જ્ઞાતિએ હોમી વેદી સ્હામે લઇ,
હણી શસ્ત્ર વિધિએ ડાઘ વિધવાનો કપાળે દઇ;
રમતમાં મેં કર્યા વિવાહ, રમત રમતાંજ રાંડી ગઇ,
નથી એ યાદ કે હું કયારે પરણી ? કયારે વિધવા થઇ.
આવી ઉમરમાં તો થવાની થઇ ગઇ જે વાત છે;
ત્યારેજ મેં જાણ્યું કે;—"આ મેં જે કર્યું; તે પાપ છે."

**મૂળદાસઃ**—(નિશ્વાસ નાંખી સ્વગત) જાલીમ જગતનો નિર્દોષ શિકાર.

**ઉર્મિલાઃ**—સમાજે ગર્દનપર રૂઢીની છુરી ચલાવી-

પારકી બનાવી. યમરાજે જીવનમાંજ મૃત્યુની છાપ લગાવી-બાવી બનાવી. કુદરતે શરીરમાં ઉમરની ભાવના પ્રગટાવી-મોહે ફસાવી, ત્યારે તેજ ગુનાહગાર સમાજે પોતાના ગુનાહની ચાદર મારાપર ફેલાવી—

જગતમાં તો જોઇ લીધું કે શું જગનો ન્યાય છે;
મરણુ પછી જઇ જોઉં પ્રભૂ દરબારમાં શું થાય છે?

**મૂળદાસઃ**—ગાંડી છોકરી. ઘેલી, મનુષ્ય એટલેજ ભૂલનું પૂતળું; જેનાથી ભૂલ ન થાય એ તો દેવ. એક ભૂલ બીજી ભૂલથી ન સુધરે. કહેવત તો એમ છે કે-"ભૂલ્યા ત્યાંથી ફરીને ગણો."

**ઉમિલાઃ**--પરંતુ આ ભૂલ સુધરે તેવી નથી મહાત્મન, રાજનો કાયદો ગર્ભના પિતાને જાણવા માંગે છે, પાપી પોતાનું પાપ છુપાવવા માગે છે. કાયદાનો પુરાવા ઉપર આધાર છે. જ્યારે મારી પાસે પુરાવો મ્હારી વાણી અને જગનો કિરતાર છે. પણ-

હૃદય ન્યાયાધીશ કેરી દૃષ્ટિમાં આવે નહીં;
કે પુરાવો આવી ને કીરતાર બતલાવે નહીં.

**મૂળદાસઃ**--આપશે, આપશે; કિરતાર એનો પૂરાવો આપશે. બેટા-

સત્યનો સ્હાયક પ્રભૂ સત્યનો પુરાવો આપશે;
મૂળદાસ આવી કચેરીમાં બાળનો પિતા થશે.

**ઉર્મિલાઃ**- આપ!!

**મૂળદાસઃ**--કેમ! શું એ મ્હારૂં બાળક નથી?

**ઉમિલાઃ**—પ્રભૂ-પ્રભૂ-

**મૂળદાસ**:—સાંભળ–

જીભ અપશબ્દો કહે ને પીઠ ફટકા ખાય છે,
જોય નહિ આંખ્યો અને કાંટા પગે ભોંકાય છે;
ખુન કરતો હાથ, માંથું ફાંસીએ ટીંગાય છે,
વાંક બીજાનો, સજા જગમાં બીજાને થાય છે.
તેમ જે કીધું સમાજે પાપ તે હું ભોગવું,
અંગ છું સંસારનું તો શાપ તે હું ભોગવું.

**ઉર્મિલા**:—આ કમનશીબ માટે આપની બદનામી!

**મૂળદાસ**:—ગાંડી...ગાંડી.

ભલો આજે નજરમાં, કાલ ભૂંડો તેને જાણે છે,
જગત આજે કહે બુરો અને કાલે વખાણે છે;
નથી કંઇ હાડકું જીભીમાં બોલે તેમ છો બોલે-
નહિ તેનો ભરોસો કંઇ; ફરે એ ટાણે ટાણે છે.
કરે નિંદા કે કીર્તિ, શું ગયું? કે શું મળ્યું તેથી?
કરૂં હું કામ, રીઝે મ્હારો અંતર આત્મા જેથી.

**ઉર્મિલા**:—પણ આવો મહાન ભોગ અને તે મ્હારા જેવી પતિતા માટે.

**મૂળદાસ**:—ઘેલી છોકરી, પતિત ન હોય તો પ્રભૂને પતિતપાવન કોણ બનાવે? પાપજ ન હોય, તો પ્રાયશ્ચિતના મહિમાને કોણ ફેલાવે? સાંભળ; ત્હારે–ત્હારે માટે નહિ તો આ ત્હારા ગર્ભમાં રહેલા બાળક માટે પણ ત્હારે જીવવુંજ જોઇએ.

**ઉર્મિલા**:—શું એક પાપના ઝેરી ફળ માટે?

**મૂળદાસ**:—કોણ કહે છે? ભ્રમમાં ભૂલેલી છોકરી એને ઝેરી ફળ કોણ કહે છે.

મળે છે લાલ પત્થરમાં, રહ્યું માટી મહીં સોનું,
થતાં મોતી સમુદ્ર જે ગણાએ ધામ મગરોનું;
હીરા છે કોલસા સાથે, મણિ છે નાગને માથે,
બતાવી દે કે ઉત્તમ ઉત્પત્તિનું સ્થાન છે કોનું ?
અમૂલ વસ્તુની, હલકા સ્થાનથી ઇજ્જત નથી જાતી;
પડી જાએ ગટરમાં મહોર તો કિમ્મત નથી જાતી.

**ઉર્મિલા:**—આ, આપ શું બોલો છો મહાત્મન ! !

**મૂળદાસ:**—એજ, કે જે સત્ય છે; પણ કોકજ દેખે છે. જ્યાં સૂધી જગતે હવસ ઉપર વિજય મેળવ્યો નથી ત્યાં સૂધી તેનાપર નાંખેલા બંધનોને તંતોતંત પળાવવાનો પણ કશો હક નથી. નિંદાખોર જગતના આડંબરી-સભ્ય શીકારીનો ભોગ થયેલા નિર્દોષ શીકાર; સ્હામે જો. સ્હામે શું છે ?

**ઉર્મિલા**—વૃક્ષ.

**મૂળદાસ**—વૃક્ષમાં ?

**ઉર્મિલા**—ફળ.

**મૂળદાસ**—એક ઉતાર. (ઉર્મિલા તેમ કરી મૂળદાસ પાસે લાવે છે.) તોડ. (ઉર્મિલા ફળના બે કટકા કરે છે.) જો તેમાં શું છે ?

**ઉર્મિલા**—દાણો.

**મૂળ ાસ**—એક દાણો બહાર કાઢ. (ઉર્મિલા દાણો કાઢે છે.) તેને તોડ. (તોડે છે.) હવે કહે તેમાં શું છે ?

**ઉર્મિલા**—બીજ.

**મૂળદાસ**—બીજને પણ ભાંગી નાખ (તેમ કરે છે.) કહે હવે શું દેખય છે ?

**ઉર્મિલા**--કંઇજ નહીં.

**મૂળદાસ**:--કંઇ નથી દેખાતું ?

**ઉર્મિલા**:--ના.

**મૂળદાસ**:--બરાબર જો. (ઉર્મિલા જૂવે છે. વળી મૂળદાસ સ્હામે જૂવે છે. કંઇ બોલતી નથી.) કંઇ દેખાયું ? (ઉર્મિલા નકારમાં ડોકી ધુણાવે છે.) પણ નહીં ત્હારો વાંક નથી-

હોય સાદો કાચ, તેવી આંખ સાધારણ તણી,
છે ગરજ જોવા અણુ ને બુદ્ધિના દુરબીનની;
ઝાડ જેવું ઝાડ છે છુપાયલું એ બીજમાં,
પણ નજર ટુંકી તમારી તેથી એ દેખાય નહીં.

**ઉર્મિલા**:--દેવ એ દૃષ્ટિ સ્વર્ગની, સંસારની નહીં.

**મૂળદાસ**:--તો મા, જેણે સંસાર છોડયો તેને સંસારનાં બંધનો શાં ? અમે સત્યના ઉપાસકો સત્ય જોઇએ છીએ અને સત્ય માટેજ જીવીએ છીએ. એ સત્યના મહાન માર્ગમાં ચાલતાં હમને જગત કે તેની નિંદા કોઇ રોકી શકતાં નથી.

**મૂળદાસ**— **ગાયન.**

જગતને આપવા જે પ્રેમનો સંદેશ લાવ્યોતો,
કુમારિકા કુખે જેરૂસલમનો સંત આવ્યોતો.
રહ્યો વેશ્યા તણે ગર્ભે છતાં બ્રહ્મર્ષિનું પદ લઇ;
વસિષ્ઠે વિશ્વમાંહી જ્ઞાનનો ડંકો બજાવ્યોતો.
વિદૂર વિધવા ઉદર જનમ્યો, નીતિનાં શાસ્ત્ર લખનારો,
પ્રભુએ પ્રેમે જેનો ભોગ ભાજીનો ધરાવ્યોતો.
પુરાણોના પ્રણેતા વેદ સંગ્રહનાર શ્રી વ્યાસે;
કુમારી માછીની પુત્રી તણો ખોળો દીપાવ્યોતો.

## અંક બીજો—પ્રવેશ ત્રીજો.

**સ્થળ:**—ધનજીભાઇનું ઘર.

**પાત્રો:**—ધનજીભાઇ, રમા.

**રમા:**—જ્ઞાતિએ મને પરણાવી. ઇચ્છા વિના જબરજસ્તીએ પરણાવી. શરીરપર તેનો હક છે. પણ મન પર? જુલમગાર જ્ઞાતિની સામે કેમ બળવાખોર થવું તે હું બરાબર બતાવીશ. (હાથ પરની ઘડીઆળ જોઇને) ઓહ ચાર થયા. ચાલો, આપણા નિત્યકર્મની શરૂઆત થઈ. (બારણામાંથી અંદર જોઇ) અરે પણ અમારા ખડખડ પંચમ જેવા પતિદેવ તો ગોદડામાં ગોટો વળી હજી સૂતા છે. હા. પણ એ તો સુવેજને! પૂજારી જગાડે ત્યારે દેવ જાગે! ચાલો, ત્યારે નિત્ય કર્મની શરૂઆત કરીએ! (ઘંટડી વગાડે છે) લ્યો ઘંટડી વાગી! પણ પતિરાજ તો ન જાગ્યા! અહાહાહા! શું ઘોરે છે. જાણે બાપના તબેલામાં ધરાઇને સુતેલો માતેલો સાંઢ! (હાથમાં માથાનો સોઇઓ લઇને) ચાલો, ત્યારે આ નિત્ય કર્મ પણ અજમાવીએ! (અંદર જાય છે અને સૌય્યો મારતી મારતી પાછી દાખલ થાય છે.)

**ધનજી:**—અરેરેરેરેરેરે! પણ આ શું કરે છે?

**રમા:**—શાંત! પતિદેવ! શાંત! જોતા નથી કે મંગળાનો સમય થયો?

**ધનજી:**—અરેરેરેરેરે! પણ હજી તો ચાર વાગ્યા છે ને ટાઢે થથરી મરૂં છું!

**રમા;**—કંઇ નહી. શીયાળામાં તો સૂરજ ઉગ્યા પહેલાંજ રાજભોગ થઇ જાય.

**ધનજી**:--કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ.

**રમા**:—અરે પણ કળજુગમાં તો માત્ર દેવની ભકિતનોજ આધાર છે ને! કંઇ નહીં ઉભા રહો! સ્નાન કરાવી અંગો છો કરી. પ્રથમ મંગળાનાં દર્શન થશે! આ તો હિંદુનો ધરમ અને પતિ એટલે પરમેશ્વર! વારે મ્હારા પરમેશ્વર!!

**ધનજી**:--કળજુગ. કળજુગ. હળાહળ કળજુગ. અલ્યા ધનીઆ! ત્હારાં કયાં ભાગ્ય ફુટયાં કે તને આ સુઝયું!

**રમા**:—કેમ તેમાં ખોટું શું છે! મ્હારા પતિ પરમેશ્વર, ઉભા રહો. હું જરા સામગ્રી લાવું. (અંદર જાય છે.)

**ધનજી**—કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ. ,દરરોજની આ ફજેતી કોને કહેવી? કોઇને કહેવા જાઉં છું તો ફજેતી થાય છે. અને નથી કહેતો તો આ જીવ જાય છે.

**રમા**—(થાળ લઇને દાખલ થઇ ધનજીને થાળામાં બેસાડી બંડી કાઢી નાંખે છે) ચાલો. બેસો હું સ્નાન કરાવું!

**ધનજી**--અરે પણ શીયાળાના ચાર વાગ્યામાં!

**રમા**—ચૂપ! એથી કંઇ નિત્ય નિયમ ટળાય એમ છે? પતિ એટલે પરમેશ્વર. પરમેશ્વરની પૂજા એટલે મુકિત! શું તમારે મને નરકમાં મોકલવી છે! પરમેશ્વરની પૂજા તો કરવીજ જોઇએ!

**ધનજી**--અરે. વારે સતિ! યાને પતિને પીડનારી... ...

**રમા**--શું બોલ્યા!

**ધનજી**—અરે ભૂલ્યો ભૂલ્યો. પીડનારી નહીં પણ પૂજનારી, પૂજનારી.

**રમા**—હં. ત્યારે એમ ભસી મરોને !

**ધનજી**—કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ. અરે એ હું તે માણસ છું કે કુતરો! માણસ તે કંઇ ભસતા હશે?

**રમા**—તે તમારામાં ને કુતરામાં ફરક શું છે? કુતરો—એટલે હવસનો ગુલામ. તમે પણ હવસના ગુલામ જેવાજ છો ને! કુતરો ન હોત તો આ એક પગ ઘરમાં અને એક પગ કબરમાં એ ઉમ્મરે, તમારા દીકરાના દીકરી જેવડી હું તે સાથે પરણવા નીકળત ખરા કે દાદાજી! (અંદર જાય છે.)

**ધનજી**—કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ. શું બરી મળી છે? બારે પહોર ને બત્રીસે ઘડી જરા ઠરવા દેતી નથી.

(રમા પાણીનો ઘડો લઇ દાખલ થાય છે અને ધનજીને થાળમાં બેસાડી તેનાપર પાણીનો ઘડો ઢોળે છે.)

અરરરરર. પણ ટાઢે થથરી મુઓને! જોતી નથી કે શીયાળો છે? અરરરરર.........

**રમા**—ચૂપ! શીયાળો હોય કે ઉનાળો. ટાઢ હોય કે ગરમી, નિત્ય નિયમ તો બરાબર થવું જોઇએ.

**ધનજી**--અરે પણ તારૂં નિત નિયમ મારૂં મોત નિયમ કરશે, એનો કંઇ વિચાર કર્યો ?

**રમા**:--એ વિચાર મારે શા માટે કરવો જોઇએ? હું તો એટલું સમજું કે હિંદુ સંસારમાં જેને પરણાવે એ પતિ. અને જે પતિ એ પરમેશ્વર. અને પરમેશ્વરની પૂજા એ મુકિત!

**ધનજી**—અરે પણ આ તે કેવી પૂજા! શું ખાસડાની પૂજા! કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ.

**રમા**--એ તમે ખાસડાની માનો કે ગમે તેવી માનો. હું તો હવેલીમાં જોતી આવી છું એવી કરૂં છું. ચાલો મુંગા થઇ જાવ. (હાથમાં બરાસ લઇને શરીર સાફ કરે છે.)

**ધનજી**--અરરરરરર. આ શું? અરે મારી ચામડી છોલાઇ જશે.

**રમા**--કંઇ નહીં પણ શરીર તો સાફ થઇ જશે?

**ધનજી**--અરે પણ આ ઘોડાને માલીસ કરવાના બરાસથી મ્હારી ચામડીના છોલા ઉતારે છે?

**રમા**--ઘોડાના કે ગધેડાના. આપણે તો કામ સાથે કામ.

**ધનજી**—અરે પણ મ્હારે ખાતર નહીં તો તારે ખાતર તો વિચાર કર કે આમને આમ હું ઉગલી જઇશ તો તું રંડાઇ જશે!

**રમા**--તો એમાં શું થયું? દુનીયામાંથી એક પાપ ઓછું થશે. રંડાવામાં ને મંડાવવામાં હમણા પણ શું ફરક છે? આ બંગડીને આ ચાંદલો! બંગડી ફુટી જશે ને ચાંદલો ભુસાઇ જશે.

**ધનજી**--અરેરેરેરેરેરે! ત્હારાથી તો તોબા પરમેશ્વર. મારા કયાં ભોગ લાગ્યાં કે મ્હે ત્હારી સાથે પનારૂં પાડયું!

**રમા**—અને મારાએ કયાં ભોગ લાગ્યાં કે માબાપે ને ગ્નાતીએ આવું ખચ્ચર મારા ભાગ્યમાં વળગાડયું!

**ધનજી**--અરે પણ તું કહેતી હોય તો તારો જુદો બંદોબસ્ત કરી આપું!

**રમા**- હં પણ ત્યાં પતિદેવની સેવા કયાં મળવાની હતી? અને હવે આ ઉમ્મરે તમારી સેવા ચાકરી કોણ કરવાની હતી?

**ધનજી**—તે શું આ સેવા ચાકરી કરે છે? કલજુગ કલજુગ, હળાહળ કલજુગ.

**રમા**—ત્યારે સેવા ચાકરી નહીં તો બીજું શુ? એ તો ગારાના દેવને કપાસીઆની આંખો. જેવા દેવ એવી પુજા!

**ધનજી**--કળજુગ કળજુગ હળાહળ કળજુગ અરે તું ભણીભણીને આજ ભણી?

**રમા**—ભણી માટેજ આ ભણી! શ્રધાળુ અભણ સ્ત્રીઓને તમોએ બહુ બનાવી છે. માટે હવે થોડીક મારા જેવી ભણેલીઓ સાથે આ વૃદ્ધ ઉમ્મરે લગ્ન કરવાની બહુ જરૂર છે. એ તમને પતિદેવ પતિદેવ સારા બનાવશે.

**રમા**— **ગાયન.**

દેવ થવું નથી સહેલું

ઘરડા વરરાજા, દેવ થવું નથી સહેલું.
ઘડાય ત્યારે મૂર્તિ બને, નહીંતો પત્થરનું બેલું...ઘરડા.
કરી કુહાડીના ઘા ખાણીઓ, ખોદે ખાણથી બેલું;
ટાંકણું હારો ચઢી છાતીએ, ઘડે ટાંકણે પહેલું...ઘરડા.
ચઢે પુજારીહાથ પછી, જો હોય ભાગ્ય નીમેંલું;
ખાવા-પીવા બધું બતાવા, ચોકીની સાથે જડેલું...ઘરડા.



## અંક બીજો—પ્રવેશ ચોથો.

---

સ્થળ--મહારાજા દેવેન્દ્રનો મહેલ.

પાત્રો--મહારાજા દેવેન્દ્ર બેઠા છે. ગાયન ચાલી રહ્યું છે.

ઉસ્તાદ— ગાયન.

રકીબોંસે ભરી મહેફિલમેં, ફિર ઉનકે ઇશારે હય,
ઇધરવાલે ઉન્હીકે હય, ઉધરવાલે હમારે હય.
નહીં તાકત મેરે દિલમે સંભાલો ટેઢી નજરોંકો,
ગજબ કે હય ગજબ કરતે ગજબવાલે નજારે હય.
અગર પૂછે ખડે હુંય કોન? તો પયગામ યે કહેના,
તુમ્હીકો ચાહનેવાલે કોઈ હમ આશક તુમારે હય.
કહા પયગામ સુન કરકે ઉન્હે આનેદો મહેફિલમેં,
વહી હય દીલજીગર મેરે વહી આંખોકે તારે હય.

(ઉસ્તાદ જાય છે. છડીદાર આવે છે.)

છડીદાર--(નમન કરી) દીવાનજી પધાર્યાં છે.

દેવેન્દ્ર—આવવા દે.

(છડીદાર નમન કરી જાય છે. દીવાનજી દાખલ થાય છે.)

દેવેન્દ્ર—કેમ?

દીવાન—ન્યાયમુર્તિ મૂળદાસ--

દેવેન્દ્ર—હવે મહાત્મા મૂળદાસ કહો.

**દીવાન**—હા-એજ. તેઓનાં વ્યકિતત્વ સાથે સંબંધ ધરાવતો એક મુકદમો આવ્યો છે: એટલે ન્યાયધીશે તે આપની રૂબરૂ મોકલાવ્યો છે.

**દેવેન્દ્ર** -જોઉં.

(દીવાન મુકદમાના કાગળો રજુ કરે છે. વાંચી.)

આશ્ચર્ય....અસંભવિત......દાખલ કરો.

(દીવાનજી છડીદારને ઇશારો કરે છે...શવકત ઉર્મિલા અને મુળદાસ તથા બે સિપાહીઓ સાથે દાખલ થાય છે.)

**દેવેન્દ્ર**--મુળદાસ...આ કબુલાત નામું તમે લખ્યું છે?

**મૂળદાસ**—જી...હા.

**દેવેન્દ્ર**--તમે પોતે પણ ન્યાયાધીશ હતા એટલે આ રાજયનો ગુપ્તવ્યભીચાર માટેનો ઇન્સાપ—

**મૂળદાસ**--ઇન્સાફ નહીં આઇન-કાયદો કહો મહારાજા.

**દેવેન્દ્ર**--એટલે ! !

**મૂળદાસ**—ન્યાય છે એ ધર્મ છે, ને કાયદો વ્યવહાર છે,
પ્રથમનો અંતર, બીજાનો શબ્દપર આધાર છે;
એક છે આત્મા, અને બીજો શરિર આકાર છે,
એક નિશ્ચય સત્યને બીજો સદા ફરનાર છે.
ન્યાય શબ્દે ગુંજતી શિક્ષા પિતા ને માતની;
કાયદામાં છે ધ્વની સત્તા અને પ્રતિઘાતની.

**દેવેન્દ્ર**:--એટલે શું તમે કાયદાને અમાન્ય ગણવા માગો છો !

**મૂળદાસઃ**--નહીં મહારાજ. માત્ર ન્યાયની નિર્મળતાને શબ્દના ડાઘથી બચાવવા માગું છું.

ન્યાય છે જૂદો અને છે કાયદોય અલાયદો,
કાયદો નહિ ન્યાય, તો પણ માનું છું હું કાયદો;
કેમકે સ્વચ્છંદીઓથી સંઘની રક્ષા કરી-
રાખે વ્યવસ્થિત સંઘને, એ કાયદાનો ફાયદો.
પરતંત્ર અક્ષરનો ભલે એ ન્યાયને છાણે નહીં;
છે જરૂરત જ્યાં સુધી જન સત્યને જાણે નહીં.

**દેવેન્દ્રઃ**--વારૂ. માની લો કે કાયદો પુછે છે. શું આ સ્ત્રીને તમારાથી ગર્ભ રહેલો છે ?

**મૂળદાસઃ**—આ સ્ત્રીનાં ગર્ભમાં રહેલું બાળક મ્હારૂ બાળક છે.

**દેવેન્દ્રઃ**--હા અથવા ના એ એકજ અક્ષરમાં જવાબ આપો.

**મૂળદાસઃ**--મ્હારા આપેલા જવાબમાંથીજ હા...ના ગોતી લ્યો.

કરતો નથી ઈન્કાર, કહું છું સજાનો હકદાર છું,
છે ગુન્હો મુજ અંગનો, જે અંગનો હું સાર છું;
તો પછી શાં ચુંથણાં અક્ષરનાં ? આ પંચાત શી ?
ભક્ષ માગે કાયદો તે ભક્ષ હું તઇયાર છું.
તમારો કાયદો, કહે-તે કહો-મુજ શીશ માથે છે;
અને જે કર્મ છે મ્હારાં એ કર્મો મ્હારી સાથે છે.

**દેવેન્દ્ર:**—લાચાર. ત્હમારી બોલવાની ઢબ-તમારૂં આજ દિવસ સૂધીનું જીવન: આ વાત અસંભવિત બતાવે છે પરંતુ લાચાર તમારીજ કબુલાત તમને ગુનાહગાર ઠરાવે છે તેથી કાયદો ઉંધે ગધેડે બેસાડી ગામમાં ફેરાવવાની અને આ સ્ત્રીને જન્મભર પોષણ કરવાની સજા ફરમાવે છે.

(એક સિપાઇ "ગુપ્ત વ્યભીચાર કરનારના હાલ"નું પાટીયું લાવે છે અને તે મુળદાસના ગળામાં નાંખે છે. બીજો સીપાઇ ગધેડું લાવે છે. તેના ઉપર મુળદાસ અને ઉર્મિલાને બેસાડે છે. અને ગધેડાને દોરી જાય છે. રાજા ઉદાસ મુખે કોચ ઉપર ઢળી પડે છે. જરા સ્થિર થતાં બધાને જવાની આજ્ઞા કરે છે.)

હજુએ માનવામાં નથી આવતું, મુળદાસ...વ્યભીચારી! હૃદય કબુલ નથી કરતું. કદાચ તેમ હોય...તો પછી દુનિયામાં વિશ્વાસ પણ કોનો કરવો.

એક પણ નહીં ડાધ આખી જીંદગાનીમાં દીસે,
કેમ માને હૃદય જાતી જીંદગીએ તે ફસે;
ને ફસે તે, તો પછી વિશ્વાસ કોનાપર વસે.

(મહારાજા દેવેન્દ્ર ઉંડા વીચારમાં પડે છે ત્યાં કાળો ઝભ્ભો ઓઢી મહારાજા દેવેન્દ્રનું ખુન કરવાના ઇરાદાથી સુરેન્દ્રનો પાગીઓ દાદુ પ્રવેશ કરે છે. અને આડો અવળો જોતો આસનની

પાછળ સંતાય છે. બીજી તરફ કાળો બુરખો નાખેલો સુરેન્દ્ર પણ રીવોલ્વર સાથે પ્રવેશ કરે છે, એવા ઇરાદાથી કે દાદુને ઠાર કરી ખુનનો સાક્ષીજ છુપાવવો. પરંતુ ગભરાટમાં તે કોઇ ચીજ સાથે અથડી પડવાથી, દેવેન્દ્ર ચોકી લાઇટ ગુલ કરે છે અને પોતે આસન પરથી ખસી જાય છે એક તરફથી દાદુ ઉભો થાય છે. રીવોલ્વરનો વાર થાય છે. દાદુ મરે છે. લાઇટ થતાં ખરી બીના જાણી સુરેન્દ્ર વખત તેવો વેષ ભજવે છે.)



## અંક ત્રીજો—પ્રવેશ પહેલો.

---

**સ્થળ:**—દેવેન્દ્રનો મહેલ.

**પાત્રો:**—દેવેન્દ્ર, દિવાન, સુરેન્દ્ર.

**સુરેન્દ્ર:**—બેવકુફ દાદુની ગફલતથી બીછાવેલી સર્વે બાજી ધુળમાં મળી.

**જાલિમ:**—પણ આપે એ પ્રસંગને અચ્છો નીભાવી લીધો. રાજશત્રુના મારનારનો સારો દેખાવ કીધો.

**સુરેન્દ્ર:**—એતો પવન તેવી પીઠ. અરે પણ હા પેલી પ્રમીલા કઇ રાહપર આવી ?

**જાલિમ:**—શામ દામ ભેદ દંડ દરેક યુકિતઓ લડાવી પણ એ હઠીલી હજુ રાહપર નથી આવી તે નથીજ આવી.

**સુરેન્દ્ર:**—બસ તો આજે હવે છેલ્લોજ દહાડો. માને તો મનાવ અને મારા વિલાસ ભુવનમાં મોકલાવ નહિં તો ભ્રષ્ટ કરી પરલોકનો રસ્તો બતાવ.

**જાલિમ:**—જેવી આજ્ઞા.

**સુરેન્દ્ર:**—જા-જો સ્હામેથી મહારાજ અને દિવાનજી કંઇ વાત કરતા અહીં આવે છે. (જાલીમ જાય છે. સુરેન્દ્ર સંતાયછે)

**દિવાન:**—મહારાજ ! રાજ્યતંત્ર એ એક અનેક સાંધાઓથી સંકળાએલા યંત્ર સમાન છે. કાળની પ્રબળતાના યોગે તે યંત્રનો એકાદ ભાગ કદાચ બગડી જાય તેથી શું આખું યંત્ર નકામું થઇ જાય ? તેનો ત્યાગ કરી દેવાય ? નહીંજ. પરંતુ યુકિતપૂર્વક તેને સુધારી શકાય અને કામમાં લેવાય.

બાકી સરળતાથી ચાલ્યા કરતું હોય એવું આખા જગતમાં એક પણ રાજ્યતંત્ર નથી, છતાં પળભર માનો કે કદાચ હોય તો તેમાં રાજ્યકર્તાની કંઇ મહત્તા નથી.

રાજ્ય કાબુ રાખવા જેને જરા ચીવટ નથી,
નિર્માલ્ય છે તે રાજ જેના રાજ્યમાં ખટપટ નથી.

**દેવેન્દ્ર**--એટલે શું તમે એમ કેહેવા માગો છો કે મને ઉથલાવી નાખવા મ્હારી વીરૂધ અનેક કાવાદાવા રચાય, મ્હારા ખુનની કોશીશ થાય અને મ્હારે તે મુંગે મોંઢે જોયા કરવું ?

**દીવાન**—નહીંજ. મગજ સ્વસ્થ રાખી માથે, ઝઝુમતા કાળ-વાદળને બુદ્ધિપ્રભાના તેજસ્વી કિરણોથી શા માટે ચીરી ન નાખવું ?

**દેવેન્દ્ર**--એ પ્રમાણે તો ગુન્હાની પરંપરા જામશે.

**દીવાન**—નહીં. સત્તાના સાણસામાં ચકદાએલા એકનું ઉદાહરણ જોઇ બાકીના સઘળા શાંત થઇ જશે.

( સુરેન્દ્ર છુપી રીતે પ્રવેશે છે.)

**સુરેન્દ્ર**--( સ્વગત ) સાંભળવા દે કે રાજા અને દીવાન શાની મસલત ચલાવે છે.

**દેવેન્દ્ર**--એમ કરવા કરતાં આ ભાર કુમાર સુરેન્દ્રને સોંપી રાજ્યને છેવટના રામ રામ કરૂં તો શું ખોટું ?

**સુરેન્દ્ર**--( સ્વગત ) શાબાશ, બચ્ચા સુરેન્દ્ર ! ત્હારાજ હિતની વાત થાય છે. હવે જોવા દે કે દિવાન કઇ દિશામાં ખેંચાય છે.

**દીવાન**--સૌ સૌના મનનું મુખત્યાર છે રાજન! પરંતુ મ્હારી તો એજ સલ્લાહ છે કે:--

લાખ આપત્તી પડે પણ હૃદયથી ડરવું નહી,
કારણ વિના આવી મળેલું રાજ પરહરવું નહી.

કાલ્પનીક દુખથી ડરી નિશ્ચય થકી ફરવું નહીં,
તૃપ્તિ વિનાના ત્યાગનું સાહસ કદી કરવું નહીં.

રાજદ્રોહીઓ ઘડીના ભાગમાં ખુલ્લા થશે,
નિર્ભય થશો રાજન! અને આ રાજ સારૂ લાગશે.

**સુરેન્દ્ર**--( સ્વગત ) આ દિવાન મારા હિતમાં આંડખીલી રૂપ છે ફીકર નહીં.

વનવૃક્ષ આગળ એ બિચારા તણખલાના ભાર શું!
મ્હારી વિરૂધ્ધે આવવામાં એ અધમને સાર શું?

ઠોકરો ખાશે અને એ કમોતે મરશે,
એવો થશે હેરાન સાતે જનમ સાંભરશે.

**દેવેન્દ્ર**:—છતાં મ્હારો એજ નિશ્ચય છે, દિવાન! કે જગતમાં કોઇને પણ કાંટારૂપ થઇ રાજ ભોગવવા અને જીવવા કરતાં મોહમાયાથી ભરેલી આ રાજ્ય ખટપટને સદાને માટે ત્યાગ કરવો, અને તે માટે-

આ રાજ કેરૂં તાજ હું યુવરાજને આપીશ,
સંસારને ત્યાગી અને શાંતિ હૃદય સ્થાપીશ.

મોહમાયાને હવે હું હૃદયથી ત્યાગીશ,
આ રાજ્યને બે હાથ જોડીને પગે લાગીશ.

**સુરેન્દ્ર**:—(સ્વગત) તો અત્યારેજ પગે લાગોને કે ટાઢે

પાણીએ ખસ જાય. અને બળાત્કારે રાજગાદી ખુંચવી લેવાની મ્હારી ખટપટ દુર થાય!

**દેવેન્દ્ર:**—તો દિવાનજી! રાજ્યમાં ઢંઢેરો પીટાવો કે-આજથી સાતમે દિવસે યુવરાજ સુરેન્દ્રને રાજગાદી સોંપી દેવેન્દ્રરાજ વાનપ્રસ્થ થવાના છે.

**દિવાન:**—મહારાજ! મહારાજ!

**દેવેન્દ્ર:**--બસ, મ્હારા નિશ્ચયની આડે આવવાની જરૂર નથી.

ફરે ભલે બ્રહ્માંડ ને ફરે હિમાલય શેશ,<br>
પણ નિશ્ચય મ્હારો કદી ફરે નહીં લવલેશ.

( જાય છે )

**દિવાન:**--ખરેખર.

રાજહઠ આગળ હજારો સમજુતી લાચાર છે,<br>
આ રાજ્યને ઇશ્વર હવે બસ તુજ એક આધાર છે.

( જાય છે. )

**સુરેન્દ્ર:**--( પ્રકટ )

સારૂં થયું કે રાજ આજ્ઞા આજ ફરમાવી ગયા,<br>
રાજયના માલીક થવામાં આપણે ફાવી ગયા.



## અંક ત્રીજો—પ્રવેશ બીજો.

---

સ્થળ—ગુફા.
પાત્રો--જાલિમ, પ્રમિલા, ઉર્મિલા,
વિગેરે.

( હસ્તો હસ્તો જાલીમ પ્રવેશે છે.)

**જાલીમ**—આ જાલીમ એ છે કે જેને જગત ત્રણ દમડીનો પાનવાલો કહેતું હતું, પરંતુ આજે તેની જાદુગરી રાજના યુવરાજને ટચલી આંગળીએ નચાવી રહી છે! એટલુંજ નહીં પરંતુ યુવરાજ ગાદીએ બેસતાંજ એ પુતળાંને બદલે આ ઇન્દ્રપુરનો ખરો રાજા આ જાલીમજ થશે.

યુવરાજને ગાદી મળી રાજા થતાં આ રાજયમાં,
કોરડો ફરશે સદા જાલીમ તણો આ રાજયમાં.

(એક ચાંપ દાબે છે તેની સાથે એક થાંભલો ફાટે છે જેમાં કેદ પકડાએલી પ્રમીલા હોય છે કમરપરનો પટો દુર કરી પ્રમીલાને બહાર લાવે છે.)

કેમ! હવે કંઇ બુદ્ધિ ઠેકાણે આવી?

**પ્રમિલા**--જુલમ કરવા તમારૂં કામ તે સહીને મુંગા રહેશું,
જુલમ સહેવા અમારૂ કામ મોંઢે બોલ નહી કહેશું.
કરી લ્યો થાય તે આજે તમારો વખત છે પાપી!
પ્રભુ રહેશે નહી છાને અમે મુંગા મુંગા રહેશું.
ભરાતાં પાપનો ભંડો પુરો ફુટશે પ્રભુની ટેક છે,
હથોડીના છે સો ફટકા અને એ હથોડીનો એક છે.

**જાલિમ:**—પ્રભુ ! પ્રભુ ! ઓ નાદાન છોકરી ! પ્રભુ એ કયા પંખીડાનું નામ છે ?

**પ્રમિલા:**—પ્રભુ એ પંખીડું નથી પરન્તુ તારા જેવા નર-પશુનો શિકારી છે. એનું કંઇ ધ્યાન છે !

**જાલિમ:**—છટ, તમારા જેવા મૂર્ખાઓએ માની લીધેલાં એક નામ શિવાય કહે કહે કે પ્રભુ કયાં છે ?

**પ્રમિલા:**—પ્રભુ કયાં છે ? અરે મુર્ખા ! જો જ્યાં છે-જ્યાં છે-ત્યાં છે. પણ નહીં. તે તારા જેવા માયાના ગુલામને નહીં દેખાય.

માયાનો પડદો હટે ગુરૂકૃપા જો થાય,
તો મારો વ્હાલો હરિ અણુ અણુમાં દેખાય.

**જાલિમ:**—દેખાશે ત્યારે જોઇ લેવાશે. હમણા તો એજ જવાબ આપ કે મારૂં કહેવું કબુલ કરી રાજરાણી થવું છે કે ગુલામોને હાથે ભ્રષ્ટ થઇ મોતને શરણ જવું છે ?

**પ્રમિલા:**—મોત ? મોત એટલે પરમાત્માથી જુદા પડેલા આત્માનો પરમાત્મા સાથે સહકાર. મોત એટલે જીવન-ગ્રંથનો ઉપસંહાર. મૃત્યુ એટલે જીવન પલટાનો ખેલ-મૃત્યુ એટલે બે અક્ષરોનો મેળ.

જ્યારથી જન્મી છું જાણું છું જીવનનો નાશ છે,
બોલો એ મૃત્યુથી બીજું કંઇ અધિક તમ પાસ છે.

**જાલિમ:**—વાચાલ સ્ત્રી !

બોલવામાં મૃત્યુ એ બે અક્ષરોનો મેળ છે,
આવી ઊભે સ્હામું તો ત્યારે જીરવવું મુશ્કેલ છે.

**પ્રમિલા:**—મુશ્કેલ ? મુશ્કેલ ? કોને ?

મા બ્હેનના દલ્લાલ થઇને આબરૂ વેચેલ છે,
લક્ષ્મી ખાતર જે ગુલામી જંજીરે જકડેલ છે;
માત્ર નરનું રૂપ પણ જે નર પશુ પેદા થયા,
મુશ્કેલ એ ત્હમને, અમોને બાળકોનો ખેલ છે.

**જાલિમઃ**—એમ !

તો જોઉં છું આજે હવે હઠ શી રીતે સચવાય છે,
જોઉં છું તારી મદદમાં કોણ હાજર થાય છે.
નાહક કરે છે જીદ ખાલી આ બધું તોફાન છે;
નાદાન શરણે આવ નહીં તો થવાની હેરાન છે.

**પ્રમિલાઃ**—હેરાન ?

**જાલિમઃ**—હા. હેરાન ! અને તે સ્થિતિ જોવી છે ? તો જોઇ લે નાદાન !

(કળ દાબે છે. ગુફાના અમુક ભાગોમાં હાડપીંજર દેખાય છે.)

જોઇ લે આ તારા જેવી બીજી હઠીલીઓની હઠનું પરિણામ !

આ પણ હઠીલીઓ હતી ત્હારા સમી બીજી,
તેણે બહુ ઇશ્વરને નામે કીધી આજીજી.
તેને બચાવા બળતી મ્હારા ક્રોધના અગ્નિ મહીં.
પોકાર એનો સાંભળી ઇશ્વર અહીં આવ્યો નહીં,
ભગવાન કેરા નામથી ડરનાર તે આ નર નથી,
મ્હારો ઇશ્વર હુંજ છું બીજો કોઇ ઇશ્વર નથી.

**પ્રમિલાઃ**—કાળના કોળીઆ !

હું, હું, હું, હું શું કરે, વ્યથા કરી અભિમાન;
હું પદનો હણનાર છે, મ્હારો શ્રી ભગવાન.

જાલિમઃ—એમ ? તો તૈયાર થા.

પ્રમિલાઃ—તૈયાર છું.

જાલિમઃ—હુશિયાર રહે.

પ્રમિલાઃ—હુશિયાર છું.

જાલિમઃ—તો જો હવે.

પ્રમિલાઃ—જોવાનું શું ? હથિયાર લે.

( જાલિમ બળાત્કારે લાજ લુંટવા મથે છે. પ્રમિલા જાલિમને જમીન ઉપર પછાડી માથે ચઢી બેસે છે. ).

પ્રમિલાઃ--(તેની ગરદન દબાવતાં) બોલ, બોલ, ઈશ્વરની બરાબરી કરનાર મચ્છર ! બોલ કયાં છે ત્હારૂં ઐશ્વર્ય ? કયાં છે ત્હારૂં શૌર્ય ? કયાં છે એ સામર્થ્ય કે જેના પર તું ફુલતો હતો ? કયાં ગઇ તે શકિત કે જે શકિતપર પરમાત્માનો મુકાબલો કરવા ચ્હાતો હતો ?

જાલિમઃ--(તરફડતો તરફડતો) સિપાઇ ! સિપાઇ ! અરે કોઇ દોડો ! અરે કોઇ દોડો !

પ્રમિલાઃ—કેમ ! હવે ચીસો કેમ પાડે છે !

બળવાન હાથો આજ નિશ્ચેતન થઇ તૂટી ગયા,
ફુંપદ બધું ખૂટી ગયું ! છકકા બધા છૂટી ગયા.

(જાલિમની ગરદનપર ભીંસ દે છે)

જાલિમઃ—(મરતાં) રામ ! રામ ! (ઉર્મિલા દાખલ થાય છે)

ઉર્મિલાઃ—(પ્રવેશી) શું છે ! શું છે ! મ્હેં કંઇ ગરબડ સાંભળી (જોઇને) નાદાન છોકરી ! આ શું !

**પ્રમિલા:**—એ ? એક ઇશ્વર ભૂલેલાનો ઇશ્વર સાથે સાક્ષાત્કાર.

**ઉર્મિલા:**—(જાલિમને જોઇને) અરે ? આતો બદમાશ જાલિમ (તપાસીને) હેં એતો મરણ પામ્યો !

**પ્રમિલા:**—શું મરણ પામ્યો ? હં ! જવા દો જહન્નમના ગારમાં !

**ઉર્મિલા:**—જા-જા-નાદાન છોકરી ! બીજા કોઇને આ વાતની ખબર પડે તે પહેલાં નાસી જા—

(ઉર્મિલા પ્રમિલાને નસાડવાને ધડપચ કરે છે એટલામાં બે સિપાઇઓ આવી પહોંચે છે.)

**સિપાઇ:**—અંદર શાની છે ગરબડ ?

**ઉર્મિલા:**—પાપીને પરલોક પુગાડવાની !

**સિપાઇ:**—હેં ! શું જાલીમનું ખુન ?

**ઉર્મિલા:**—હા.

**સિપાઇ:**—કોણે કર્યું ?

**ઉર્મિલા:**—મ્હેં !

**પ્રમિલા:**—નહીં.

**ઉર્મિલા:**—ચુપ ! નાદાન છોકરી ! આવી રીતે બીજાનો આરોપ પોતાને માથે વ્હોરવા માંગે છે ? જા—

**ટેબ્લો.**



## અંક ત્રીજો.—પ્રવેશ ત્રીજો.

---

**સ્થળ**—ધનજીભાઇનું ઘર.

**પાત્રો**—રમા, ધનજી, ડાધુઓ.

**રમા**—( પ્રવેશી ) લ્યો ચાલો, પતિદેવ તો શ્મશાનની ચીતાના દેવતાપર સવાર થઇ દેવલોક તરફ સીધારવાની તઇયારી કરી રહયા છે. તો ( ચાવીઓનો ઝુડો બતાવી ) આપણે પણ પેટી પટારા, કબાટ, ત્રીજોરીને તાળાનાં સીલ મારી વ્યવહાર દેવતાને સાચવી લઇએ.

(શુશીલા પ્રવેશ કરે છે.)

**સુશીલા** - અરે અરે પણ રમુ ! વ્હાં શેઠનાં તો છેલ્લા શ્વાસ ચાલી રહયા છે ને ?

**રમા**—પણ તે હું શું કરૂં ? હું કાંઇ એનામાં શ્વાસ ભરી દેવાની હતી ?

**સુશીલા**—અરે પણ ગાંડી ! પાસે બેસીએને !

**રમા**—તે તમારા જેવી કૂટવાવાલી કયાં ઓછી છે ?

**સુશીલા**--કળજુગ, કળજુગ, હળાહળ કળજુગ. (જાય છે)

**લક્ષ્મીદાસ**—( પ્રવેશી ) ઓ મ્હારા ધનજી શેઠરે...... એં....હેં...હેં...હેં મ્હારી લાડકી રમાને રખડાવી તમે કયાં ગયા રે..................

**રમા**—ગયા તો છો ગયા પણ ભાથું ભર્યા વીના કેમ ચાલ્યા ગયા રે......

**લક્ષ્મીદાસ**—અરેરે...... દીકરી! તું તો જીવતેજ મરી ગઇ રે...

**રમા**- પણ તેની તમને ચિંતા શી! તમે તો લગનના શ્લોકો સાથેજ પ્રાણ પોક મુકી દીધી હતી તો પછી આ ખોટા ખરખરાની જરૂર શી !

ડાઘુ—ચાલો, ચાલો, છેલ્લું મોઢું તો જોઇ લ્યો કે ઠાઠડી બંધાય !

**રમા**—અરે અરે આ બધી રડાકુટ શી ! આ ધાંધલ શાની ! એમના નામની પોક શાની મુકો છો ! પોક મુકોને મારા નામની ! એતો આજ ગુજરી ગયાને હું તો હથેવાળો મળ્યો ત્યારની મરી ગઇ છું.

**લક્ષ્મીદાસ**—અરે પણ દીકરી ! હવે તારૂં શું થશે !

**રમા**—મારી શી ફીકર છે બાપુ ! હું કયાં રંડાઈ છું ! મ્હારો ધણી તો બાપુ ! આ તીજોરીમાં સંતાઇ બેઠો છે.

**લક્ષ્મીદાસ**—અરે એ શું બોલે છે બેટા ! આ ધનજી શેઠનું શબ તો નજર સ્હામે છે !

**રમા**—તે એમનું શબ છોને નજર સ્હામે હોય! તમે મને કયાં એમની જોડે પરણાવી હતી ! તમે તો મને એમના ધન સાથે પરણાવી હતી ! તે ધન તો બધું આ રહ્યું તીજોરીમાં ! એમને ને તમારે શું ! તમારા જમાઇ ધનભાઇ તો આ રહ્યા. પછી ધનજીભાઇ ગુજરી જાય કે મકનજીભાઈ ગુજરી જાય તેમાં આપણે શું ! નકામી શાના પ્રાણ પોક મૂકો છો !

**લક્ષ્મીદાસ**—અરે, અરે દીકરી ! એમ ન બોલાય ! એતો ધનજીભાઇનાજ ધનભાઇને ! ( ડાઘુઓને ) ચાલો, ચાલો, ભાઇઓ હવે શેઠને ઠાઠડી બાંધી લઇ ચાલો !

**રમા**—ખબરદાર ! પહેલાં મને મારો બીજો વર પસંદ કરી લેવા દો !

**લક્ષ્મીદાસ**—અરે એ શું બોલે છે. દીકરી ! એવું તે બોલાય કે ધનજીભાઇનું શબ તો નજર સ્હામે પડયું છે ને બીજા વરનો વીચાર પણ કેમ થાય !

**રમા**—શા માટે ન થાય ! જ્યારે તમે પુરૂષો એક બૈરી મરી જતાં સ્મશાનમાંજ બીજી બૈરી કરવાની વાત કરો. પહેલી બૈરીની ચીતા પરજ બીજી સાથે વિવાહ કરવાની પંચાત ભરો ત્યારે અમે સ્ત્રીઓએ શો ગુન્હો કર્યો ! શા માટે અમે પણ એક પર બીજો બીજા પર ત્રીજો કરવાની ત્રેવડમાં ન રહીએ ! પુરૂષોની માફક અમે પણ સ્વતંત્રતા શા માટે ન મેળવીએ !

**લક્ષ્મીદાસ**—દીકરી—દીકરી !

**રમા**—બસ હવે હું કોઇનું કહેવું સાંભળવાની નથી ! આ બધા પુરૂષોમાંથી હું મ્હારે મનગમતો વર પસંદ કરી લઇશ પછીજ આ શબને લઇ જવા દઇશ.

**૧ ડાઘુ**—ખરી વાત છે લક્ષ્મીદાસ શેઠ ! તમારી દીકરી સાચું કહે છે. બૈરાંઓને પણ એક વર મરી જતાં બીજો વર પસંદ કરવાની સ્વતંત્રતા શા માટે ન આપવી !

**૨ ડાઘુ**—વાસ્તવીક છે. ( રમાને ) બાનુ ! હું એક અચ્છો સુધારક છું. પુનર્લગ્નનો ચુસ્ત હિમાયતી છું. અને મને માફ કરજો બાનું ! હાલમાં હું રંડાએલો હોવાથી પાછો મંડાવાનો ઉમેદવાર છું. તેની નોંધ લેજોજી.

**લક્ષ્મીદાસઃ**—અરે ભાઇ ! તું ડાધુ થઇ શબ ઉચકવા આવ્યો છે કે પુનર્લગ્નનું ચોકઠું ગોઠવવા ?

**૩. ડાધુઃ**—અને મીસીસ ધનજીભાઇના કોન્ટ્રાકટમાંથી ફારગ થએલાં મીસ રમા ! આ સેવક પણ હિંદુસ્તાનનો ઉદ્ધાર કરવા નીકળેલો નામીચો જેન્ટલમેન છે અને મ્હારા અમ્બલ ઓપીનીયન પ્રમાણે દેશસેવામાં સફળતા મેળવવા માટે પ્રથમ મ્હારે સીંગલમાંથી ડબલ થવું જોઇએ યાને વાંઢા મટી પરણેલાના લીસ્ટમાં મ્હારૂં નામ રજીસ્ટર કરાવવું જોઇએ. તે માટે આ સેવકની....એપ્લીકેશન પણ આપની નોંધપોથીમાં દાખલ કરી લેજો. બાનુ !

**૪. ડાધુઃ**—લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ઇન્ટરમેરેજનું બીલ રજુ કરનાર હું પોતેજ હજી બાલ કુંવારો છું. તો મ્હારા બીલના સુધારાનો જાતેજ અનુભવ કરવા મ્હારી ઉમેદવારી પણ નોંધી લેજો. લેડી રમાબાઇ.

**રમાઃ**—લ્યો અહીં તો હજી બીજો વર કરવાનો વિચાર ચાલે છે એટલામાં અહીં તો ડજનને હીસાબે ઉમેદવારો પણ ફૂટી નીકળ્યા ! પણ એમ નહીં. ભાઇઓ ! જુઓ, તમારામાંથી કોને પસંદગી આપવી એ એક બહુજ ગહન પ્રશ્ન છે. માટે તમને કોઇને નિરાશ ન કરવા પડે તેટલા માટે મ્હેં એક યુકિત શોધી કાઢી છે. અને તે એ કે મ્હારે લોટરીની ચીઠ્ઠીઓ નાંખવી. દરેક ચીઠ્ઠીમાં મીડી લખેલી હશે અને માત્ર એકજ ચીઠ્ઠીમાં એકકી લખેલી હશે. જેના ભાગ્યમા એકકી આવશે તેની સાથે હું રીમેરેજ યાને પુનર્લગ્ન કરીશ. માટે લ્યો ઉઠાવો એક એક ચીઠ્ઠી ને અજમાવો તમારૂં તગદીર !

(રમાચી ટ્રીઓ નાંખે છે. દરેક એક એક ચીટ્ટી ઉપાડે છે.)

૧ ડાધુઃ—(બીજાને) અલ્યા મીંડી કે એક્કી ?

૨ ” —મીંડી. (ત્રીજાને) અલ્યા મીંડી કે એક્કી ?

૩ ” —મીંડી. (ચોથાને) અલ્યા મીંડી કે એક્કી ?

૪ ” —મીંડી. (પહેલાને) અલ્યા મીંડી કે એક્કી ?

૨ ” —મીંડી. હેં શું બધાના નસીબમાં મીંડી ?

૩ ” —અલ્યા ત્યારે એક્કી ક્યાં ગઇ ?

રમાઃ—એક્કી? તમારા કોઇના નશીબમાં નથી. હવસનાં ગુલામો! ગમે તેમ તોએ હું હિંદુમાતા અને હિંદુપિતાની પુત્રી છું. સંયમ શું, તે હું સારી રીતે સમજુ છું. પરન્તુ તમે તમારા આ હવસના ભુતરાપણાપર બાળકીઓને ઘરડા જોડે પરણાવો છો? તમારા સ્વાર્થને ખાતર પોતે મડદાંપર વિવાહ કરવા તઇયાર થાવ છો ને સ્રીઓને સંયમી થવા શીખવો છો? ત્હમારા તગ્દીરમાંજ મીંડાં છે. અને હવે મ્હારૂં કામ ઘેર ઘેર ફરી સમાજ સ્હામે બળવો ઉઠાવવો તથા તમારા જેવાઓને ઠેકાણે લાવવાનો છોકરીઓને મંત્ર શીખવવો.

ગાયન.

બધાઃ— કાપ્યું કાપ્યું
બૈરીએ નાક કાપ્યું
મરદોનું નાક કાપ્યું

રમાઃ—
કહો કે હવસ તણા કીડા મરદોને શિક્ષણ આપ્યું.

**બધા:—**

નાક કાપ્યું—કાપ્યું કાપ્યું

ભેળું મહાજન કરો અરે આ જુલમ જાય કેમ સાંખ્યો

**રમા:—**

હોય દેવ ગારાના તેને કપાશીઆની આંખ્યો

નાક કાપ્યું—કાપ્યું કાપ્યું.

**એકડાહ્યુ:—**

અબળા જ્યાં પ્રબળા જાગી એ જગમાં કયમ રહેવાય

**રમા:—**

જેવું વાવીએ તેવું લણીએ એ છે જગનો ન્યાય.

**બધા:—** નાક કાપ્યું—કાપ્યું કાપ્યું.

---

## અંક ત્રીજો—પ્રવેશ ચોથો.

---

(સિંહાસન પાસે એક ટેબલ ઉપર થાળમાં રાજ મુકુટ, કંકાવટી પુષ્પમાળા વિગેરે ગોઠવતો અને દોડધામ કરતો રાજ પુરોહિત જણાય છે. દિવાન તથા દરબારીઓ બેઠા છે અને ઉસ્તાદનું ગાયન ચાલે છે.)

(ગાયન પૂરૂં થતાંજ મહારાજા દેવેન્દ્ર પ્રવેશ કરે છે.)

**દેવેન્દ્ર**—કેમ! હજુ સુરેન્દ્ર નથી આવ્યો!

**દીવાન**—બે ચાર વાર પ્રતિહારને મોકલાવ્યો, પણ એજ જવાબ આવ્યો કે તેઓ તેના શ્રૃંગાર ભુવનમાં છે.

**દેવેન્દ્ર**—નાદાન, મુહુર્તનું પણ ભાન નહિં. પ્રતિહાર.

(પ્રતિહાર પ્રવેશ કરે છે.)

**પ્રતિહાર**—ઘણું જીવો અન્નદાતા.

**દેવેન્દ્ર**—જા. યુવરાજને જઇ કહે કે મુહુર્ત વીતી જાય છે.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા-- (પ્રતિહાર જાય છે.)

**દેવેન્દ્ર**—પુરોહિતજી તઇયારી તો સઘળી થઇ ચુકી છે.

**પુરોહિત**—હા. અન્નદાતા. (શૌકત પ્રવેશ કરે છે.)

**દેવેન્દ્ર**—કોણ! શૌકત, તું અત્યારે અહીં.

**શૌકત**—એક થએલાં ખુન માટે દિવાનજી જોડે વાત કરવા.

**દેવેન્દ્ર**—ખુન!

**શૌકત**—જી.

**દેવેન્દ્ર**—કોનું!

**શૌકત**—યુવરાજના હજુરીયા જાલીમનું.

**દેવેન્દ્ર**—કોણે કર્યું!

**શૌકત**—ઉર્મિલા નામની એક સ્ત્રીએ.

**દેવેન્દ્ર**—ઉર્મિલા.

**શૌકત**—હા તેજ સ્ત્રી કે જે ગર્ભવતી હતી અને મહાત્મા મૂળદાસે એ આરોપ પોતાને માથે લીધો હતો.

**દેવેન્દ્ર**—કારણ!

**ઉર્મિલા**—( પ્રવેશ કરી ) ખરા બદમાશના હસ્તકને દુનિયાથી દૂર કરવા.

**દેવેન્દ્ર**—એટલે ?

**ઉર્મિલા**—આ ઉદરમાં રહેલો ગર્ભ મહાત્મા મૂળદાસનો નથી પણ બીજાનોજ છે અને એ બદમાશજ તેમાં તેનો સહાયક હતો.

**દેવેન્દ્ર**--અને તે પુરૂષ.

**ઉર્મિલા**—યુવરાજ-સુરેન્દ્ર.

**દેવેન્દ્ર**—શું બોલી ! ફરી બોલ ! !

**ઉર્મિલા**—ફરી બોલવાની કંઇ જરૂર નથી. હું કબુલ કરૂં છું કે મેં ખુન કર્યું છે.

**પ્રમિલા**—નહીં મહારાજ; ખુન મેં કર્યું છે.

**દેવેન્દ્ર**--આ વળી કોણ ?

**દિવાન**—અરે ! આતો એજ છોકરી કે જેના ખુનના આરોપ માટે મૂળદાસના પુત્ર સુધાકરને ફાંસીની સજા થઇ હતી પણ આપે તે ઘટાડી જન્મ કેદની સજા કરી હતી.

**પ્રમિલા**—કોણ સુધાકર ! મ્હારો પ્રાણ ! તે મ્હારો ખુની !?

**દેવેન્દ્ર**--ભેદ બહુજ ઉંડો લાગે છે.

**જોધો**—અને જો વધારે તલાશ થશે તો જણાશે કે રાજવધનો દોરી સંચારો પણ તે તરફથીજ થયો હતો.

**દેવેન્દ્ર**--પ્રતિહાર, આશ્રમમાંથી મહાત્મા મૂળદાસને અને જેલમાંથી સુધાકરને અહીં લઇ આવ.

( પ્રતિહાર શીર નમાવી જાય છે ) છોકરી હવે તારી કયફીયત જણાવ.

**પ્રમિલા**—આ સાત સાત વર્ષ પહેલાંની વાત છે. મ્હારાજ મેં અને સુધાકરે અરસપરસ પરણવાના કોલ આપ્યા હતા.

**દેવેન્દ્રઃ**—પછી ?

**પ્રમિલાઃ**—એક સાંજે હું અને સુધાકર ગામ બહાર ફરવા ગયાં હતાં. સુધાકર મારે માટે ફુલ લેવા જૂદો પડ્યો એટલામાંજ તે નીચ જાલિમે બીજાં માણુસો સાથે મારાપર હુમલો કર્યો અને જંગલ પાસેની ગુફામાં મને કેદ કરી.

**દેવેન્દ્રઃ**—આગળ-આગળ ચલાવ-

**પ્રમિલાઃ**—અને બીજે દિવસથી યુવરાજ સુરેન્દ્રની મને ભ્રષ્ટ કરવા માટેની સતામણી શરૂ થઇ.

**દેવેન્દ્રઃ**—નીચ, પાજી; પણ ત્યારે તે લાશ મળી હતી તે કોની?

**પ્રમિલાઃ**—તે કોઇ બીજી સ્ત્રીની હોવી જોઇએ, કારણ કે તેઓ મને બીજા વસ્ત્રો આપી મ્હારાં વસ્ત્રો લઇ ગયા હતા. અને આજે મને જણાય છે કે તે વસ્ત્રોનો તેણે કેવો ઉપયોગ કર્યો.

**પ્રતિહારીઃ**—મહારાજ મૂળદાસ તથા સુધાકર આવ્યા છે.

**દેવેન્દ્રઃ**—અંદર લાવ.

**મૂળદાસઃ**—મહારાજે મને યાદ કર્યો.

**દેવેન્દ્રઃ**—થઇ ગયેલી ભૂલ ટાળવા.

**મૂળદાસઃ**—એટલે ?

**દેવેન્દ્રઃ**—તમારા નિર્દોષ પુત્રને, તમને નિર્દોષ તરીકે સોંપવા.

**મૂળદાસઃ**—નિર્દોષ !

**દેવેન્દ્રઃ**—જેના પર ખુનનો આરોપ હતો તે છોકરી તો આ રહી.

**સુધાકરઃ**—કોણ ! પ્રમિલા ! !

**મૂળદાસઃ**—નોંધાએલી લાશ અને ખુની ?

**પ્રતિહારીઃ** - યુવરાજ પધારે છે.

**દેવેન્દ્રઃ**—( પ્રમિલા, ઊર્મિલા, સુધાકર તથા મૂળદાસને) હમણા તમે જરા અંદર જાવ-

**સુરેન્દ્રઃ**—મહારાજના ચરણમાં વંદન કરૂં છું. માણસોની બેદરકારીને લીધે આ વસ્તુઓ ભેગી કરતાં જરા વાર થઇ ગઇ.

**દેવેન્દ્રઃ**--હા પણ એટલો તો વિચાર કરીએને બેટા કે મુહુર્તની વેળા ચાલી ગઇ.

**સુરેન્દ્રઃ** -દીલગીર છું કે મને સમયનું ભાન ન રહ્યું.

**દેવેન્દ્રઃ**--પણ ગાંડા ; જે પોતે સમય સાચવતો નથી તેને સમય પણ સાચવતો નથી કંઇ નહીં આગળ વધો.

( સુરેન્દ્ર સિંહાસન તરફ જાય છે )

**દેવેન્દ્રઃ**—હા. પણ સબુર, પુરોહિત આપ શા માટે તસદી લો છો. શૌકત.

**શૌકતઃ**--આજ્ઞા.

**દેવેન્દ્રઃ**—મહારાજાને વિજયમાળ પહેરાવો.

( શૌકત સુરેન્દ્રને બેડી પહેરાવે છે.)

**સુરેન્દ્રઃ**--હેં ! આ શું ? શું હું કેદ ?

**દેવેન્દ્ર**:—હા.

**સુરેન્દ્ર**--પણ મારો કંઇ ગુનાહ.

**દેવેન્દ્ર**—અંદર આવો. ( પ્રમિલા ઉર્મિલા વિ. આવે છે) આ છોકરીઓને ઓલખે છે !

**સુરેન્દ્ર**--( સ્વગત ) ઓ. કોણ પ્રમિલા !

**દેવેન્દ્ર**--કેમ મુંગો કેમ થઇ ગયો. કહે, કહે, આના ગર્ભમાં રહેલા બાળકનો પિતા કોણ છે. ?

**સુરેન્દ્ર**—ક્ષમા-ક્ષમા મહારાજ.

**દેવેન્દ્ર**—ક્ષમા— બોલ દાદુ મારફતે મ્હારો વધ કરવાનો ત્રાગડો કોણે બીછાવ્યો હતો ! ( ...... ) લઇ જાઓ એને મ્હારી નજર સ્હામેથી ............................ આવો. મહાત્મા મૂળદાસ ! આગળ આવો અને મારી ઇચ્છા છે કે આ સાત સાત વર્ષથી છુટાં પડેલાં પ્રેમી જોડાંના હાથ તમે તમારે હાથેજ મેળાવો.

**મૂળદાસ**—જેવી મહારાજની ઇચ્છા.

( પ્રમિલા તથા સુધાકરના હાથ મેળવે છે )

**દેવેન્દ્ર**—બોલો—સત્યનો—

**સર્વે**—જય.

## ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ભાષણ સાથે છપાએલાં
આ લેખકનાં બીજાં
— નાટકો —
બોલતો કાગળ
સૌંદર્ય વિજય
સંસાર દર્પણ
મળવાનું ઠેકાણું:
૫૩, કાબ્હેલ, મુંબઈ ૨.

આવૃત્તિ પહેલી.

મુદ્રક:
પી. યુ. દાસ.

---

મુદ્રણસ્થાન:
ગુર્જર ગૌરવ [illegible]સ
ખેતવાડી ૧૦ મી ગલી,
મુંબઇ [illegible].